# प्रणव ॐ रहस्य.

१-२



મણિલાલ શિવશંકર શેલત.

॥ ॐ ॥

સનાતન ધર્મ રહસ્ય ગ્રંથાવલી. અંક ૧ લો.

# ॥ प्रणव-रहस्य ॥

અર્થાત્

## અપરિમિત સામર્થ્યયુક્ત ૐકારના સ્વરૂપનો શાસ્ત્રાનુસાર અનુવાદ તથા તેની દીપિકા.

( યુક્તિવાદ તથા કઠિન શબ્દાર્થના કોષ સહિત. )

રચી છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

મણિલાલ શિવશંકર શેલત.

( બાજ્ઞ ખેડાવાળ બ્રાહ્મણ. ઉમરેઠ નિવાસી )

* * * **प्रणवः सर्व वेदेषु** * * *

॥ गीताजी । अ. ७ । श्लो. ८ ॥

વિક્રમ સંવત ૧૯૬૨. ઇસ્વી સન ૧૯૦૬.

જુનાગઢ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦

॥ ॐ ॥

# ॥ श्लोक. ॥

॥ स्त्रग् धरा वृत्तं. ॥

॥ कृत्वोंकार प्रदीपं, मृगय गृहपतिं, सूक्ष्म नाड्यं तरस्थं ॥
॥ संयम्य द्वारपालं, पवन पटुतरं, नायकं चेंद्रियाणाम् ॥
॥ वाग्जालैःकस्यहेतो, विंनट सिसुभृशं, दृश्यसेनैव किंचित् ॥
॥ देहस्थं पश्यशंभुं, किमुभ्रमसिपरे, शास्त्र जालांधकारे. ॥

**અર્થ**—પવન થકી પણ સૂક્ષ્મ દ્વારપાલરૂપ પ્રાણનો અને ઇંદ્રિઓના નાયક મનનો સંયમ કરીને, સૂક્ષ્મ નાડીમાં રહેલા ગૃહ-પતિ-પરમાત્માને, પ્રણવરૂપી દીવો કરીને શોધ. વાણીના વિલાસમાં ભૂલાવો શા માટે ખાય છે? તેથી તું તેને દેખીશ નહીં. માટે શાસ્ત્રના સમુહરૂપી અંધકારમાં નહીં ભમતાં, દેહસ્થ પરમાત્માને જો.



# પ્રણવની સામાન્ય સમજ.

ૐકાર ઉપરનું સઘન બિંદુ એ પરમાત્માના પ્રતીકરૂપ કિંવા શિવ સ્વરૂપ છે.

ૐકારની અર્ધ ચંદ્રાકૃતિ જેવી અર્ધ માત્રાએ ત્રિગુણની સામ્યાવસ્થા-માયા કિંવા પ્રકૃતિ-શિવા-સ્વરૂપ છે.

ૐકારની અર્ધ માત્રા તળેનું આખું વર્તુળ એ મહત્તત્વ કિંવા બુદ્ધિ-સ્વરૂપ છે.

ૐકારમાંની **અ**કાર જેવી આકૃતિ ત્રિગુણાત્મક અહંકાર સ્વરૂપ છે.

ૐકારમાં અહંકાર અને બુદ્ધિ તત્વને જોડનારી અર્ધ વર્તુલાકૃતિ મન: સ્વરૂપ છે.

ॐ

# અર્પણ પત્રિકા.

**શ્રીયુત મહાશય બ્રહ્મનિષ્ઠાભિલાષી**
**સુજ્ઞ શ્રી અમરજી આણંદજી**
**કચ્છીજી. જુનાગઢ વડનગરા નાગર**
**જ્ઞાતિના સદ્ગૃહસ્થ શ્રીની પૂર્ણ**
**પવિત્ર શેવામાં—મુ. જુનાગઢ.**

નિર્વિશેષ જ્ઞાનમાત્ર સ્વરૂપ પરિબ્રહ્મ પરમાત્માના આપ પરમ પૂજ્ય ઉપાસક હોઇને, સદૈવ પરમાનંદનો અનુભવ લેવાના જીજ્ઞાસુ છો, તેમજ મારા જેવા શિશુને ઉપદેશામૃત પાઈ ઉછેરો છો, ઇત્યાદિ સદ્ગુણથી આકર્ષાઈ આ વિચાર પુષ્પ જેનું અભિધાન "**પ્રણવ-રહસ્ય**" છે, તે આપ જેવા સુજ્ઞશ્રી દ્વારા સુગંધી ફેલાવશે એવી ઇચ્છાથી સહૃદય-સવિનય પ્રાર્થનાપુર્વક અર્પણ કરૂંછું તે સ્વિકારી આભારી કરશો. અને જેવો વાત્સલ્ય ભાવ અદ્યાપિ પર્યન્ત રાખતા આવ્યા છો, તેવો સદૈવ રાખશો એવી આશા રાખું છું. કિંબહુના ?

લિ.
આજ્ઞાંકિત-શેવક
**ગ્રંથકર્ત્તા.**

તા. ૨૦-૨-૦૫
**મુ. જુનાગઢ.**




અનાદિ કાળના કર્મ સમુહને લીધે માયાના મોહમય સ્વભાવવાળાજગત ભણીજ જીવાત્મા જોઇ રહ્યો છે. પણ તે લક્ષ ફેરવી ૐ જે અક્ષર બ્રહ્મ તે તરફ લક્ષ દેતો જન્મ-મરણનો ફેરો ટળી અખંડાનંદનો અનુભવી થાય.

॥ ॐ ॥

# ઉપોદ્ઘાત.

ૐકારનું જ્ઞાન એ વ્યાવહારિક-પારમાર્થિક જ્ઞાન માત્રનું શિરોબિંદુ છે. કારણકે તે પરમાત્માનું પ્રતીક સ્વરૂપ છે. એની ઉપાસના આગળ સૃષ્ટિમાંની અન્ય ઉપાસનાઓ ગૌણપદ ભોગવે છે. તેમજ તેનો જપ કરવાનો તથા તેનો અર્થ સમજવાનો ઉપદેશ ભગવાન પતંજલી મુનિ પણ તેમના યોગ દર્શનથી પ્રબોધે છે. તેમજ શ્રીકૃષ્ણ પરમાત્મા શ્રીમદ્ ભગવદ્ ગીતામાં **प्रणवः सर्व वेदेषु ॥** એ વચનથી વેદ મુલક પ્રણવ જે ૐકાર તે મારૂં સ્વરૂપ છે એમ ઉપદેશ આપે છે. વળી પ્રણવ રહિત કોઈ પણ મંત્ર સિદ્ધ થઇ ફળ ઉપજાવી શકતો નથી. એ ભૂતાર્થ પ્રણવનું પરમ ઉપયોગીત્વ સિદ્ધ કરે છે. તેમજ ઉપનિષદ્ વિગેરે પ્રમાણ ગ્રંથોમાં પણ એનું પર અને અપર બ્રહ્મરૂપે વર્ણન કરેલું છે. એવી રીતે સગુણ અને નિર્ગુણ, અથવા વ્યક્ત અને અવ્યક્ત રૂપે લક્ષાયલા-મનાયલા-અનુભવાયલા, પ્રણવ મંત્રની અત્યુત્કૃષ્ટતા જોઇ-વિચારી-સમજી કેટલાંક આર્ય શાસ્ત્રોમાંથી સ્વશક્તિ અને મતિ અનુંસાર દિગ્દર્શન સ્વરૂપે આ દીપિકા લખી છે.

આ નિબંધ લખવાને એવું નિમિત્ત પ્રાપ્ત થયું છે કે-બ્રહ્મનિષ્ઠ સાક્ષરોત્તમ શ્રીયુત મહાશય મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીજીએ, બ્રહ્મનિષ્ઠ સુજ્ઞ નિહાલચંદ કુંવરજીને, તેમની વેદાંત જ્ઞાનની મર્મજ્ઞતા જોઇને, પ્રસંગ વશાત્ એકાદ વેદાંત વિષેનો નિબંધ લખી પ્રસિદ્ધ કરવા આજ્ઞા કરેલી; પણ તે આજ્ઞાનું પાલન તેમની વૃદ્ધાવસ્થા તથા નેત્રદોષ આદિ કારણોને લઇને સ્વતઃ થઇ શકે તેમ નહીં હોવાથી તેમની પ્રેરણાનુંસાર પ્રસ્તુત નિબંધ મેં લખી, મુમુક્ષુ પુરૂષોની જેટલે અંશે બની શકી તેટલે અંશે શેવા કરવાની ઉદ્ભવેલી ઉત્કટં ઇચ્છા પૂર્ણ કરી છે. તેમાં કેટલે અંશે સફળતા થઇ છે તે વિવેકી વાંચક વર્ગ ઉપર અવલંબી રહ્યું છે.

નિબંધ ગુજરાતી ભાષામાં લખાએલ હોવાથી, ગુર્જર બંધુઓને સવિશેષ ઉપયોગી હોતાં, સંસ્કૃત પ્રમાણોથી અલંકૃત કર્યો નથી. પણ તેવાં સંસ્કૃત પ્રમાણોના ભાવાર્થસૂચક અર્થ લખવામાં આવ્યા છે. એથી નિબંધની આકૃતિ મહતી થઇ જવાનો ભય ન્યૂન થયો છે.

આ નિબંધ લખવાનું પ્રયોજન મુમુક્ષુ પુરૂષોના હૃદયમાં શુભ પરિણામ પામો એ પરમ કૃપાળુ પરમાત્મા પ્રતિ સહૃદય યાચી આ લઘુ ઉપોદ્ઘાત પૂર્ણ કરૂં છું ઇતિ શિવમ.

લિ૦

ગ્રંથકર્ત્તા.

॥ શ્રી ॥

## ૐ કારના સ્વરૂપનો શાસ્ત્રાનુસાર અનુવાદની

## અનુક્રમણિકા.

---

(૧)


૧ નમસ્કારાત્મક મંગળાચરણ. તથા અનુબંધ ચતુષ્ટય.

૨ ૐ શબ્દનો વ્યુત્પત્તિ રીતે થતો અર્થ.

૩ પ્રણવનાં બીજાં દશ નામ.

૪ તે દશ નામ પડવાનાં કારણ.

૫ પ્રણવની મુખ્ય માત્રા નિર્દેશ.

૬ પ્રણવનું અપૌરૂષેયત્વ.

૭ પ્રણવોત્પત્તિ પ્રકાર વિષે પ્રાચિન તથા અર્વાચિન મત પ્રતિપાદન.

૮ ૐકારની બાર કળાનાં નામ.

૯ તે બાર કળાના ધ્યાનથી થતી ફળ પ્રાપ્તિ વર્ણન.

૧૦ પ્રણવનું હંસ રૂપે દિગ્દર્શન.

૧૧ હંસનું આધ્યાત્મિક સ્વરૂપ.

૧૨ પ્રણવના જપ કે ધ્યાન કરનારના અધિકાર વિષે વિચાર.

૧૩ પ્રણવોપાસનની અલ્પ વિધિ.

૧૪ પ્રણવોપાસન કરતાં લક્ષમાં રાખવાના નિયમો.

૧૫ પ્રણવની ઉપાસના કરવાથી થતી ફળ પ્રાપ્તિ.

૧૬ પ્રણવોપાસન વિષે સપ્ત વિધ મત.

(૧) હૈરણ્યગર્ભનું મત.

(૨) સેશ્વર કપિલ દેવનું મત.

(૩) અપાંતરતમ નામના મુનિનું મત.

(૪) સનત્કુમારનું મત.

(૫) પાશુપતનું મત.

(૬) પંચરાત્રનું મત.

(૭) બ્રહ્મનિષ્ઠોનો સિદ્ધાંત.

૧૭ પ્રણવનું અક્ષર-બ્રહ્મરૂપે વર્ણન.

૧૮ પ્રણવ-રહસ્ય.

( ૧ ) પ્રણવમાંથી માયા, અવિદ્યા, તથા તમઃ પ્રધાનાની ઉત્પત્તિની સમજ પહેલી.

( ૨ ) પ્રણવરૂપ બ્રહ્મમાંથી ત્રણ ઇશ્વરનાં પાદોત્પત્તિની સમજ બીજી.

( ૩ ) પ્રણવમાંથી જીવનાં ત્રણ પાદોત્પત્તિની ॥ ત્રીજી.

( ૪ ) પ્રણવની માત્રાઓથી ઇશ્વર તથા જીવનાં ત્રણ પાદોની ઐક્યતાની સમજ ચોથી.

( ૫ ) ઇશ્વરના ત્રણ પાદોની આત્માના ત્રણ પાદો સાથે એકતાની સમજ પાંચમી,

( ૬ ) આત્માના ત્રણ પાદોની ૐકારના ત્રણ પાદો સહ ઐક્યતાની સમજ છઠ્ઠી.

( ૭ ) પ્રણવની સર્વ માત્રાઓનો અનુક્રમે એક બીજીમાં લય કરવાથી થતી ફળ પ્રાપ્તિનું વર્ણન.

૧૯ પ્રણવનું આધ્યાત્મિક સ્વરૂપ.

૨૦ તૈજસ અને પ્રાણતત્વની એકતાની સમજ.

૨૧ પ્રાણાયામથી થતી પ્રાણતત્વની અને હિરણ્યગર્ભની એકતાનું ભાન.

૨૨ પ્રણવના જ્ઞાનના પરિણામે થતો અદ્વૈત તત્વાનુભવ.

૨૩ પ્રણવ-રહસ્યના અનુભવાર્થીને સૂચના.

૨૪ પ્રણવનો અન્ય તત્વોથી અભેદ.

૨૫ પ્રણવનું પરબ્રહ્મરૂપે વર્ણન.

૨૬ પ્રણવોપાસન સબંધી ઉપનિષદુક્ત આખ્યાયિકા.

૨૭ પ્રણવની શકિત.

૨૮ પ્રણવોપાસનથી થતી ફળ પ્રાપ્તિ વિષે શ્રુતિ સિદ્ધ પ્રમાણો.

૨૯ ઉપસંહાર.

ૐકારના યુક્તિ પ્રાધાન્ય અનુવાદની

# અનુક્રમણિકા.

---

## ( ૨ )

૩૦ આકૃતિ નિરૂપણ.
૩૧ ભૂમિતિની રીતે ત્રિપુટીનો અધ્યારોપ.
૩૨ બિંદુ, ત્રિજ્યા અને પરિધની સત્વ, રજસને તમસથી એકતા.
૩૩ ત્રિપુટીનો અપવાદ.
૩૪ અર્ધ માત્રા—મૂળ માયા અને નિર્વિશેષ તત્વનું સૂચન.
૩૫ બ્રહ્મ તેજ માયા, અને માયા તેજ બ્રહ્મનો બોધ.
૩૬ મન, બુદ્ધિ, અને અહંકારનો ૐ ની આકૃતિમાં સમાસ.
૩૭ કઠિન શબ્દાર્થ સંગ્રહ.

લી.

કર્ત્તા.

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮ | ૧૫ | અજયા. | અજપા. |
| ૧૨ | ૯ | અધ્યાત્મિક. | આધ્યાત્મિક |
| ૧૨ | ૨૭ | પસ. | પાસ. |
| ૧૭ | ૧૫ | નિદ્રાં | નિંદ્રા. |
| ૨૩ | ૨૪ | ઉચ્ચાર | ઉચ્ચારે. |
| ૨૩ | ૨૯ | નિદિધ્યાસિતત્વ. | નિદિધ્યાસિતવ્ય. |
| ૨૫ | ૧૯ | તમઃપ્રધાન | તમઃપ્રધાના. |
| ૨૫ | ૨૪ | તમઃપ્રધાન | તમઃપ્રધાના. |
| ૨૯ | ૨૨ | બ્રહ્મરંધ્ન. | બ્રહ્મરંધ્ર |
| ૩૦ | ૨૮ | તેને | તેની. |
| ૩૧ | ૨૭ | કમ. | કર્મ. |
| ૩૨ | ૨૮ | રસે. | રસો. |
| ૩૩ | ૧૮ | મલય. | લય. |
| ૩૬ | ૧૯ | પ્રકરેલું. | કરેલું. |
| ૩૬ | ૩૦ | કાચાઓ. | ઋચાઓ. |
| ૪૮ | ૫ | અધ્યારોય. | અધ્યારોપ. |
| ૫૩ | ૮ | ચેતનો | ચેતનનો. |
| ૫૪ | ૨૭ | અજ્ઞા. | આજ્ઞા. |

ઉપર પ્રમાણે સુધાર્યા પછી વાચકે પુસ્તક વાંચવું શરૂ કરવું એવી કર્ત્તા તરફથી સવિનય પ્રાર્થના છે.

કર્ત્તા.

॥ ॐ ॥

# प्रणव-रहस्य.

नमस्कारात्मक मंगळाचरण.

एतद्ध्येवाक्षरंब्रह्म
एतद्ध्येवाक्षरंपरम ।
एतद्ध्येवाक्षरंज्ञात्वा
योयदिच्छति तस्यतत् ॥
(कठ. उ. वल्ली २ मंत्र १६ )

**અર્થ**—યમરાજ નચિકેતાને ઉપદેશે છે કે—જે પદ તું જાણવાને ઈચ્છે છે તે હું સંક્ષેપે બોલું છું. તે પદ "ॐ" એ છે. જે તાદાત્મ્યે કરી પ્રાપણીય બ્રહ્મરૂપ પદ છે. તે "ॐ" શબ્દે કરી વાચ્ય છે, તથા તેનું "ॐ" શબ્દ પ્રતીક છે." એથી વેદમાં પ્રસિદ્ધ એજ અક્ષર અપરબ્રહ્મ છે, તથા એજ અક્ષર પરબ્રહ્મ છે. તે બેનુંજ પ્રતીક એ અક્ષર છે. તેજ અક્ષરને જાણીને—'બ્રહ્મ' એમ ઉપાસીને જે ઉપાસક પરબ્રહ્મને વા અપરબ્રહ્મને ઈચ્છે, તેનું તે થાય છે. અર્થાત્ જો તે ઉપાસક પરબ્રહ્મને ઇચ્છે તો તે પરબ્રહ્મ જ્ઞાતવ્ય છે, અને અપરબ્રહ્મને ઇચ્છે તો તે પ્રાપ્તવ્ય છે."

એવા વાંચ્છિત ફળ પ્રદાતા ॐકાર રૂપી અક્ષર બ્રહ્મનું હું ગ્રંથારંભે સ્તવન કરૂં છું:

**અનુબંધ ચતુષ્ટય.**

અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન એ ચારને અનુબંધ ચતુષ્ટય કહે છે. અને તે જે પુસ્તકમાં હોય, તેમાં શિષ્ટ પુરૂષોની પ્રવૃત્તિ થાય છે. પ્રણવ-રહસ્ય જેવા શાસ્ત્રીય વિષયમાં તેની અત્યાવશ્યકતા વિચારી અત્રે લખેલ છે.

**અધિકારી**—આ પુસ્તકનો અધિકારી વિવેક વિરાગાદિ ચતુષ્ટય સાધનસંપન્ન હોવાની સાથે નિષ્કામી અને દૃઢ બ્રહ્મચર્યસંપન્ન હોવો જોઇએ.

**વિષય**—મુખ્ય રીતે સાડાત્રણ અને ગૌણ રીતે ત્રણ માત્રા વાળા પ્રણવની, સગુણરૂપે ઉપાસના, અને માત્રા રહિત **अ** માત્રની નિર્ગુણરૂપે ઉપાસના, તથા તેથી થતી ફળ પ્રાપ્તિ એ આ પુસ્તકનો વિષય છે.

**સબંધ**—સગુણસોપાધિક બ્રહ્મનો અને અકારાદિ ત્રણ માત્રાનો વાચ્યવાચક ભાવ સંબંધ છે. **अ**કારાદિ ત્રણ માત્રા વાચક છે; અને તેની અપેક્ષાથી સગુણસોપાધિક બ્રહ્મ વાચ્ય છે.

**પ્રયોજન**—ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી ચતુર્વિધ પુરૂષાર્થ સિદ્ધિ એ આ પુસ્તકનું પ્રયોજન છે. અર્થાત્ પ્રણવની નિર્ગુણ ઉપાસના દ્વારા દુ:ખની આત્યંતિકી નિવૃત્તિ, અને પરમાનંદની નિત્ય પ્રાપ્તિ એ આ પુસ્તકનું પરમ પ્રયોજન છે.

**ૐ શબ્દનો વ્યુત્પત્તિ રીતે થતો અર્થ.**

ૐકાર એ મૂળ વૈદિક અક્ષરછે. તે મૂળ **अव्** ધાતુ ઉપરથી થયો છે ને તેનો અર્થ સંસારસાગરથી રક્ષા કરનાર એવો થાય છે. અર્થાત્ સંસારસાગરમાં પુન: આગમન ન થાય એટલે મોક્ષ આપનાર પ્રણવ મંત્ર છે.

અક્ષર નિઘંટુમાં ૐનો અર્થ ધ્રુવ એટલે જેનો કદી નાશ થતો નથી એવો કરેલો છે. અને એવા ધ્રુવ એટલે અવિચળ તો પરમાત્માજ છે. તેથી ૐ એ પરમાત્મ સ્વરૂપ છે એ સિદ્ધ છે.

પ્રણવનાં બીજાં બહુ પ્રસિદ્ધિમાં આવેલાં બે નામો છે. સામ વેદીય છાંદોગ્ય ઉપનિષદ્‌માં એનું નામ **"ઉદ્‌ગીથ"**

---

**ટિપ્પની**—"**अ, उ, म**, અને અર્ધમાત્રા સહિત ૐ રૂપ ઇશ્વર તે હું છું" આવા અર્થની ભાવના સહિત સદ્‌ગુરૂદ્વારા જે ઉપાસના કરવી તે પ્રણવની સગુણ ઉપાસના કરી કહેવાય. અને "આજે હું ૐકારનો ઉચ્ચાર કરૂં છું તેને પણ જોવાવાળો જે સાક્ષી કુટસ્થ સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ છે, જે સર્વવ્યાપિ અને અસ્તિ-ભાતિ-પ્રિય રૂપે સર્વત્ર સ્થિત છે, તે નિર્ગુણરૂપ મારૂં સ્વરૂપ છે-તે હું છું" એવા ભાવપૂર્વક અર્થની ભાવના સહિત સદ્‌ગુરૂ દર્શિતા જે ઉપાસના કરવી, તે નિર્ગુણ ઉપાસના કરી કહેવાય. એવા પ્રકારની દ્વિવિધ પ્રણવની ઉપાસના સતશાસ્ત્રકારોએ કહી છે.

**પ્રણવનાં બીજાં દશ નામ.** છે. અને ઋગ્વેદમાં એનો "પ્રણવ" શબ્દથી વ્યવહાર કરેલો છે. "ૐ" કાર એ સર્વ સ્થળે સાધારણ નામ છે.

અથર્વશિર ઉપનિષદ્‌માં એનાં દશ નામ વર્ણવેલાં છે. તે નીચે પ્રમાણે.

**॥ ॐकारं प्रणवंचैव सर्वव्यापिन मेवच**
**॥ अनंतंच तथा तारं शुक्लं वैद्युतकं तथा**
**॥ तुरीयं परमं हंसं दश नामानि चोच्यते ॥**

**અર્થ**—૧–ૐ, ૨–પ્રણવ, ૩–સર્વવ્યાપિ, ૪–અનંત, ૫ તાર, ૬–શુકલ, ૭–વૈદ્યુત, ૮–તુરીય, ૯–પરમ, ૧૦–હંસ. એ દશ નામ છે.

**ૐકારનું** ઉચ્ચારણ કરવાથી નખથી શિખા પર્યંત સર્વ શરીર ઉર્ધ્વ થાય છે. તેથી તેનું નામ ૐ છે. તથા પ્રાણ ઉર્ધ્વ ગતિને પ્રાપ્ત થઇ બ્રહ્મરંધ્રમાં સ્થિત થાય છે, તેથી તેનું નામ ૐકાર છે. તથા ૐકાર યોગ–ક્ષેમને પુષ્ટિ દેછે, અધિકારી પુરૂષોને ઉત્તરોત્તર ઉચ્ચભૂમિકાની પ્રાપ્તિ કરાવે છે, કામ, ક્રોધ, લોભ આદિ આંતર શત્રુઓથી રક્ષા કરે છે, ઇત્યાદિ સામર્થ્યને લીધે તેનું નામ **ૐકાર છે.**

**તે દશ નામ પડવાનાં કારણ**

૨—ચારવેદ, બ્રહ્માદિક દેવતા, ઋષિ મુનિઓ તથા મનુષ્યાદિ સર્વે પ્રણુવે છે–પ્રકર્ષે છે–સ્તુતિ કરે છે માટે એનું નામ **પ્રણવ** છે.

મહાત્મા શ્રીમન્ન નથુરામજીએ ઉપદેશ ગ્રંથાવલી અંક પંદરમાં પ્રણવનો નીચે દર્શાવ્યા પ્રમાણે અર્થ કરેલો છેઃ—

**प्रणामयतीतिप्रणवः** પ્રણવનો જપ ( યથાવિધિ ) કરનારને ચારે વેદનો અર્થ વશીભૂત થાય છે. તેથી જે ૐકારના ઉચ્ચાર પૂર્વક તેના અર્થનું ધ્યાન કરે છે તેની આગળ ચારે વેદના અર્થ મસ્તક નમાવે છે. એવી વેદાર્થ પ્રદાતા ઇશ્વરની બોધક પ્રણવ શબ્દની વ્યુત્પત્તિ છે.

**प्रणतमवतीतिप्रणवः** વિશેષ નમ્ર થએલાનું જે રક્ષણ કરે છે તે પ્રણવઃ એ વ્યુત્પત્તિ પ્રમાણે પ્રણવ શબ્દનો અર્થ પ્રણુતપાલ

એટલે નમ્રભાવને પામેલાનું રક્ષણ કરનાર એવો થાય છે.

૩. ૐકાર આબ્રહ્મસ્તંભ પર્યંત સર્વ પ્રાણી, પદાર્થમાં તથા ચારવેદ, ઉપવેદ, શાસ્ત્ર, પુરાણ આદિ ચૌદ વિદ્યા અને ચોસઠ કલા સર્વમાં સચરાચર વ્યાપક હોવાથી તેનું નામ સર્વવ્યાપિ કહેવાય છે. ટુંકામાં યત્કિંચિત નામરૂપાત્મક વસ્તુમાં તેનું વ્યાપકપણું હોવાથી તેનું નામ **સર્વવ્યાપિ** કહેવાય છે.

૪. દેશ, કાળ ને વસ્તુથી તેનો અંત નહીં આવવાથી, તથા નામ, ગુણ, ક્રિયા તથા સ્વરૂપ અનંત હોવાથી, તેમજ દેવ, ઋષિ, મુનિ, તથા મનુષ્ય કોઇથી તેનો પાર નહીં પામી શકવાથી તેનું નામ **અનંત** કહેવાય છે.

૫. ૐકાર એ ત્રિવિધ દુઃખથી રક્ષણ કરનાર હોવાથી તથા સંસારાબ્ધિમાં ડુબેલા જીવોને તેનું ભજન કરવાથી તારનાર હોવાથી, તેમજ અજ્ઞાન સમુદ્રથી પણ તારનાર હોવાથી તેનું નામ **તાર** બોલાય છે.

૬. કાયિક, વાચિક ને માનસિક એ ત્રિવિધ તાપ જે અશુકલ છે, તેની ૐકારના સ્મરણ માત્રથી શુદ્ધિ થાય છે, તેથી ૐકારને **શુકલ** કહ્યો છે.

૭. અવિદ્યારૂપી અંધકારનો નાશ કરવાની સાથે, આત્મજ્ઞાનરૂપ પ્રકાશનો ઉદય કરી દેછે માટે તેનું નામ **વૈદ્યુત** છે.

૮. ક્ષીરમાં અનાત્મ પદાર્થ જે જલરૂપ નિઃસાર છે. તેનો ત્યાગ કરાવી, આત્મતત્વ જે ક્ષીરરૂપ છે તેનું ગ્રહણ કરાવનાર ૐકાર હોવાથી તેનું નામ **હંસ** છે.

૯. અવસ્થાત્રયનો સાક્ષી એટલે તેને જાણવાવાળો હોવાથી, તથા ભકતોનું સંસાર સમુદ્રથી તારણ કરનાર હોવાથી ૐકારનું નવમું નામ **તુર્ય** કહેવાય છે.

૧૦ ૐકારનું દસમું નામ બ્રહ્મ છે. તે બ્રહ્મ બે પ્રકારનું છે એક શબ્દબ્રહ્મ અને બીજું પરબ્રહ્મ. ચતુર્વિધ વાણીરૂપ હોવાથી ૐકાર **શબ્દબ્રહ્મ** રૂપ છે. અને ૐની ચાર માત્રાથી ઉપાસના થતી હોવાથી અને તેને ભાવના સદ્દશ્ય સિદ્ધિપ્રદ હોવાથી ૐકાર **પરબ્રહ્મ** રૂપ છે. એ પ્રમાણે ૐકારનાં દશ નામનો કારણ સહિત વિસ્તાર છે.

પ્રણુવની **અ**કાર, **ઉ**કાર, **મ**કાર, અર્ધ માત્રાને બિંદુ મળી સંપૂર્ણ આકૃતિ થએલી છે. તેમાં ૩ આટલો ભાગ **અ**કાર, ૦ આટલો ભાગ **ઉ**કાર, ૦ આટલો ભાગ **મ**કાર, ˘ આટલો ભાગ અર્ધમાત્રા અથવા **અ**માત્રા અને ˙ બિંદુ મળી પંચ અવયવ ૐની આકૃતિમાં રહેલા છે. તેમાં જે ત્રગડા જેવી આકૃતિ છે તે **તારક** કહેવાય છે. જે દંડ જેવી આકૃતિ છે તે **દંડક** કહેવાય છે. મીંડા જેવી આકૃતિ છે તે **કુંડલ** કહેવાય છે. અને અર્ધચંદ્ર જેવી આકૃતિ છે તે **અર્ધમાત્રા** કહેવાય છે. અને તે ઉપરની **સઘનબિંધુ** જેવી આકૃતિ છે તે સનાતન બ્રહ્મનું સંકેતદર્શક ચિન્હ માત્ર છે.

**પ્રણુવની મુખ્ય માત્રાનિર્દેશ.**

શ્રી વેદાંત પદાર્થ મંજુષામાં બિંદુ માટે નીચે જણાવ્યા પ્રમાણે લખ્યું છે.

"જે **અ**કારાદિ માત્રાથી રહિત છે, તે ઉપાસકોના સંકેત અનુસાર બિંદુ છે. જે સ્વર અને વ્યંજનના શિર ઉપર વિરાજે છે, અને સર્વ વર્ણમાત્રના અધિષ્ટાન રૂપે હોઇને, સર્વ વર્ણમાં અનુગત છે; જેને તુર્ય ચેતન ગણ્યું છે તે બિંદુ કહેવાય છે."

**અ** માત્ર અથવા અર્ધ માત્ર વિષે એજ પુસ્તકમાં નીચે જણાવ્યા પ્રમાણે લખેલું છે કે—" જેનાથી સર્વ વર્ણ ઉત્પન્ન થયા છે, અને જેને વિષે લય પામે છે, અથવા જે સર્વનું અધિષ્ઠાન સાક્ષી ચેતન, અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપે પ્રણુવમાં અનુગત છે, તે પોતે **અ** માત્ર છે"

પ્રણુવ એ બ્રહ્મનું પ્રતિકરૂપ હોવાની સાથે, વેદનું પણ **બીજ** છે. એટલે કે વેદના અક્ષરોની ઉત્પતિ પણ એમાંથી થઇ છે. માટે એને **વેદગર્ભ** કહેલ છે. ને એવી રીતે પ્રણુવ વેદબીજ હોવાથી જેમ વેદ સ્વરૂપથીજ અપૌરૂષેય છે, તેમજ પ્રણુવ પણ અપૌરૂષેય છે એ સ્વાભાવિક છે. જો વેદને અપૌરૂષેય નહીં સ્વિકારતાં, પૌરૂષેય સ્વિકારીએ તો નીચે લખેલો વિકલ્પ ઉપજે છે.

**પ્રણુવનું અપૌરૂષેયત્વ.**

જો વેદને પૌરૂષેય સ્વિકારીએ તો, પુરૂષ માત્રને દ્વિવિધ ગણ્યા છે. એક મુકત, અને બીજા અમુકત. હવે જો મુકત પુરૂષને વેદના

કર્ત્તા તરીકે સ્વિકારીએ તો તેની મુક્તતાનો ત્યાગ થઇ મુક્તત્વને બાધ આવશે. અને અમુક્ત તો વેદનીકૃતિને માટે યોગ્યજ નથી. તેથી મુક્ત કે અમુક્ત એમાંથી એકે ને વેદના કર્ત્તારૂપે કહી શકાય નહીં. તો પછી નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે કે વેદ અપૌરૂષેય છે. જ્યારે વેદ પોતે અપૌરૂષેય ઠરે છે—તોપછી અક્ષર–બ્રહ્મ સ્વરૂપ પ્રણુવતો કેમજ પૌરૂષેય ઠરી શકે? નજ ઠરી શકે. અને તેથી એવા નિર્ણય ઉપર અવાય છે કે પ્રણુવનો ઉત્પત્તિકાળ કહેવો એ બ્રહ્મનો ઉત્પત્તિ કાળ કહેવા સમાન છે. એ પ્રમાણે પ્રણુવ એ બ્રહ્મનું પ્રતીક હોવાથી, ઉત્પતિ, નાશથી રહિત નિત્ય છે. એટલુંજ નહીં કિન્તુ પ્રણુવ એ બ્રહ્મનું સ્વરૂપ દર્શક સાંકેતિક ચિન્હ માત્ર છે.

**પ્રણુવોત્પત્તિના પ્રકાર વિષે પ્રાચીન તથા અર્વાચીન મત પ્રતિપાદન**

પ્રણુવની ઉત્પત્તિ પ્રકાર વાસ્તવીક રીતે ઘટી શકતો નથી અર્થાત્ તેના પરબ્રહ્મ સ્વરૂપમાં તેની ઉત્પત્તિનો ગંધ માત્ર પણુ નથી. પણુ તેના અપર બ્રહ્મના વર્ણુન પરત્વે ૐકારની ઉત્પત્તિનું ભાન કંઇક અંશે પણુ વાચકવર્ગને થાય તેવા હેતુને અનુસરી આ વિષયને અત્રે અવકાશ આપ્યો છે. એટલે કે વ્યવહારિક દશામાં ઉત્પત્તિનો અધ્યારોપ નીચે પ્રમાણે કર્યો છે.

## પ્રાચીન મત.

સમષ્ટિમાં વ્યાપી રહેલાં પરમાણુંઓનું પરસ્પરમાં ઘર્ષણુ થવાથી જે નાદ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે, તેનું સાંકેતિકસ્વરૂપ ૐકાર હોય એવો પ્રાચીન મત છે. અર્થાત્ પૂર્વકાળના તત્વવેત્તાઓએ સમગ્ર બ્રહ્માંડમાં વ્યાપી રહેલા ને સતત્ થતા નાદને યથાર્થ સાંભળી–સમજી તેનું સ્પષ્ટ ભાન બીજા અધિકારી શિષ્યને એકજ અક્ષરથી થઇ શકે તેવા હેતુથી ૐકાર રૂપી એક અનાદિ અક્ષર સમજાવ્યો હોય એમ કલ્પી શકાય છે.

## અર્વાચીન મત ૧ લો.

સમષ્ટિમાં વ્યાપી રહેલું જે આકાશ તેના અને વાયુના સંમેલનથી ઉત્પન્ન થતો પ્રાથમિક નાદ તે ૐકાર છે એવું અર્વાચીન તત્વવેત્તાઓનું કહેવું થાય છે. તે જણુાવે છે કે શબ્દ એ આકાશનો ગુણુ છે, અને પ્રણુવ એ પણુ એક અક્ષર છે. તો પછી તેની ઉત્પત્તિ પણુ આકાશમાંથી હોવી જોઇએ. તથાપિ વાયુનો આ

કાશ સાથેનો સબંધ એટલા માટે સ્વિકાર્યો છે કે, વાયુ વિના આકાશમાંથી ઉત્પન્ન થએલો શબ્દ સાંભળી શકાય નહીં. માટે આકાશ અને વાયુના યોગમાંથી પ્રથમ ઉત્પન્ન થનાર શબ્દ તે પ્રણવ છે એવો સ્વિકાર કર્યો છે.

## અર્વાચીન મત બીજો.

જેવું સમષ્ટિમાં છે, તેવુંજ વ્યષ્ટિ દેહમાં છે. કારણકે પિંડ બ્રહ્માંડની એકતા છે. એટલે જેમ સમષ્ટિમાં વ્યાપક આકાશ, તથા વાયુના સંયોગમાંથી શબ્દોત્પત્તિ થાય છે. તેમ શરીર ગત વાયુ અને આકાશ જે પ્રાણ વાયુને હ્રદયાકાશ કહેવામાં આવેછે તેના યોગથી પણ સદૈવ નાદ થયાંજ કરે છે. જેને અનાહત નાદ કહેવામાં આવે છે, તે નાદ એજ આપણો ૐકાર છે. અર્થાત્ ઉભય રીતે પ્રણવ એ સર્વવ્યાપી હોતાં બ્રહ્મનું પ્રતીકરૂપ ઠરે છે.

ૐકારની બાર કળા છે, એવું નાદબિંદુ ઉપનિષદ્‌માં લખેલું છે

**ૐકારની ૧૨ કળાનાં નામ.** તેનાં નામ—૧. ઘોષણી, ૨ વિદ્યુન્માલા, ૩ પતંગી, ૪ વાયુવેગિની, ૫ નામધેયા, ૬ ઐંદ્રી, ૭ વૈષ્ણવી, ૮ શાંકરી, ૯ મહતી, ૧૦ ધ્રુવા, ૧૧ મૌની, ૧૨ બ્રાહ્મી.

મૃત્યુ થતી વખતે પહેલી કળામાં ધ્યાન રાખે તો પૂતર્જન્મે

**તે બાર કળાના ધ્યાનથી થતી ફળ પ્રાપ્તિ વર્ણન.** તે રાજા થાય, બીજી કળામાં યક્ષ થાય, ત્રીજી કળામાં વિદ્યાધર, ચોથીમાં ગંધર્વ, પાંચમીમાં દેવ, છઠીમાં ઇંદ્ર, સાતમીમાં વિષ્ણુલોક, આઠમીમાં શિવલોક, નવમીમાં મહર્લોક, દશમીમાં ધ્રુવલોક, અગીયારમીમાં તપલોક, અને બારમી કળામાં બ્રહ્મલોકને મરનાર અભિમાની જીવ પામે.

પ્રણવની ઉપાસનાની અનુકુળતા માટે નાદબિંદુ ઉપનિષદમાં તેનું હંસરૂપે વર્ણન કરેલું છે.

**પ્રણવનુ હંસરૂપે દિગ્દર્શન.** પ્રથમ પ્રણવને એક હંસ પક્ષી સ્વરૂપે સમજે, ને પછી તેમાં નીચે લખ્યા પ્રમાણે આરોપ કરે. તે હંસની જમણી પાંખમાં **અ**કાર, ડાબી પાંખમાં **ઉ**કાર, પૂચ્છમાં **મ**કાર, શિરમાં અર્ધમાત્રા, જમણા પગમાં રજોગુણ, ડાબાપગમાં તમોગુણ, શરીરમાં સત્વગુણ, જમણી આંખમાં

ધર્મ, ડાબી આંખમાં અધર્મની ભાવના કરે. એટલુંજ નહીં પણ તે હંસના પગમાં ભૂલોક, જાનુમાં અન્તરિક્ષલોક, કટીમાં સ્વર્ગલોક, નાભિમાં મહર્લોક, હૃદયમાં જનલોક, કંઠમાં તપોલોક, અને બંને ભ્રુવ ને લલાટના મધ્યમાં સત્યલોક, એમ પ્રત્યેક અવયવમાં સપ્તલોક સ્થિત છે. એવી ભાવના કરેથી, ભાવના સદૃશ્ય સિદ્ધિ થાય છે.

**હંસનું આધ્યાત્મિક સ્વરૂપ.**

અંતરથી બહાર નીકળતાં પ્રશ્વાસમાં '**ह**' નો, અને અંદર જતાં શ્વાસમાં '**स**' નો સ્વાભાવિક રીતે ધ્વનિ થયાં કરેછે. શ્વાસ પ્રશ્વાસની આ ક્રિયા ચાલુ રહેવાથી '**हंस**' નું '**सोहं**' થઇ જાય છે. અને તે '**सोहं**' વાકયમાંથી **स**કાર ને **ह**કાર કાઢી નાંખતાં ૐ એવા અવશિષ્ઠ અક્ષરાકારને રૂપે પ્રણવજ રહે છે. જે શબ્દ પરમાત્માનો વાચક છે. જેનું ધ્યાન કરનાર પણ પરમાત્મ સ્વરૂપજ થાય છે.

" હંસ " શબ્દને માટે હંસ ઉપનિષદમાં નીચે પ્રમાણે લખ્યું છે. 'હંસ' એ અજપામંત્ર છે. તે શરીરસ્થ શ્વાસ પ્રશ્વાસની સાથે સતત ચાલુ રહી, રાત્રિને દિવસમાં મળી અષ્ટ પ્રહરમાં ૨૧૬૦૦ એવા અજપા મંત્ર જપાય છે. તેનું ધ્યાન કરતાં કરતાં જ્યારે લગભગ એક કરોડની સંખ્યા થવા આવે છે ત્યારે તે સાધકને ઉત્તરોત્તર ચઢતી પદવીના નાદ સંભળાવા માંડે છે. અને તેના પરિપાકે તેને પોતાના સ્વસ્વરૂપનો અપરોક્ષ અનુભવ થાય છે. ને તે કાળે યોગી, પ્રણવ પરમાત્મા જે નાદ સ્વરૂપ છે તેમાં વિલીન થઇ-સંકલ્પ વિકલ્પ રહિત થઇ પરમાનંદનો અનુભવ કરે છે. *

**પ્રણવનો જપ કે ધ્યાન કરનારના અધિ-**

પ્રણવની ઉપાસના કરવાથી સ્વાભાવિક રીતે **વૈરાગ્ય પ્રાપ્તિ** થાય છે. જેમ જેમ સાધક અભ્યાસમાં આગળ વધતો જાય છે. તેમ તેમ તેના હૃદયમાંથી વિષય શૈલ્ય નીકળતાં જાય છે. વૃત્તિ શનૈઃ શનૈઃ બહિર્મુખપણું ત્યજી, અંતર સન્મુખ વહન કરવા

---

* આ વિષય યોગને લગતો છે તેથી તેમાં પ્રવેશતાં કોઇ વાચકને શંકા થાય તો તેનો નિર્ણય ગુરૂપાસેથી કરી લેવા પ્રાર્થના છે.

કર્ત્તા.

**કાર વિષે વિચાર**

માંડે છે. ચિત્તની ચંચળતા દૂર થવા માંડે છે, સ્ફુરણનો વેગ ધીમો પડવા માંડે છે, અને નિષ્કામી થઇ સંસાર ઉપરની આસક્તિનો ત્યાગ થાય છે. ઇત્યાદિ કારણોને માટે મુખ્યત્વે ત્યાગી ને તેમાં પણ સંસારી લોકોને તેનો જપ કરવાનું વિધાન આર્ય શાસ્ત્રકારોએ સ્વિકાર્યું છે એમ ધારી શકાય છે. અને તેથી આવા સાર ઉપર આવી શકાય કે-પ્રણવનો જપ કે ધ્યાન સકામ ભાવના વાળાએ કરવાનાં નથી. પણ નિષ્કામી મોક્ષાર્થીએ નિષ્કામ ભાવનાથી કરવાનાં છે. પછી તે મોક્ષાર્થી સંન્યાસી હો વા નહો. એ કારણ કહ્યું તે ઉપરાંત વળી આવું કારણ પણ હોવું જોઇએ કે—શ્રીમદ્ સદ્ગુરૂ શંકરાચાર્યજી એ પ્રશ્નોપનિષદના પાંચમા પ્રશ્ન ઉપર ભાષ્ય કર્યું છે તેમાં પ્રણવના અધિકાર વિષે લખતાં જણાવવા કૃપા કરી છે કે-"પ્રણવનો જપ કરનાર વિવેક વિરાગાદિ ચતુષ્ટય સાધન સંપન્ન હોવાની સાથે, દ્રઢ બ્રહ્મચર્યનો રક્ષક હોવો જોઇએ" આ લેખ પ્રતિ દૃષ્ટિ કરતાં અપવાદ રૂપેજ ગ્રહસ્થ નીકળી સકે. જો નીકળે તો પછી તેને ગ્રહસ્થ કહેવો કે ત્યાગી કહેવો તે પણ વિચારનો વિષય થઇ પડે. તેથી ત્યાગીને પ્રણવનો જપ, ધ્યાન, કે ઉપાસના કરવાનો વિધિ હશે એમ ધારી શકાય છે. આટલા વિવેચનની અવધિએ એટલો તો નિષ્કર્ષ સિદ્ધ થાય છે કે શૂદ્ર વિના કોઇપણ દ્વિજ યોગ્ય આશ્રમમાં રહીને નિષ્કામ ભાવનાથી પ્રણવોપાસન કરે તો તેને માટે પ્રત્યવાય હોવો ન જોઇએ. પણ સાકર જેમ અંધારે કે અજવાળે ગમે ત્યાં ખાય તોપણ તેના સ્વાદમાં ન્યુનતા આવતી નથી, તેમ પ્રણવ જે સ્વરૂપે બ્રહ્મરૂપછે તેનું નિષ્કામ ભાવનાથી યોગ્ય આશ્રમમાં રહીને ઉપાસન કરે તો તેને માટે પ્રતિબંધ હોવો ન જોઇએ.

**પ્રણવોપાસનનો અલ્પવિધિ.**

પ્રણવનો જપ કરતા પૂર્વે યથાવિધિ સ્નાન કર્યા પછી પવિત્ર ધોએલું વસ્ત્ર પહેરી એક પવિત્ર ઉપવસ્ત્ર ડાબે ખભે રાખી પવિત્ર સ્થળે પોતાની તળે દર્ભાસન, તે ઉપર વ્યાઘ્ર કે મૃગચર્માસન તે ઉપર ત્યાગી હોય તો સુત્રનું કિંવા ઉનનું ને ગૃહસ્થ હોય તો ઉનનું આસનીયું પાથરી તે ઉપર પૂર્વાભિમુખે અથવા ઉત્તરાભિમુખે પદ્માસને અથવા અન્ય પ્રકારના સિદ્ધ કરેલા આસને શરીરને સમ રાખી, નાસિકાગ્ર દ્રષ્ટિ ઠરાવી બેસવું. પછી આચમન કરી, સોળ મા-

ત્રાથી પુરક, ચોસઠ માત્રાથી કુંભક ને બત્રીસ માત્રાથી રેચક ત્રણુ બંધપૂર્વક એ ત્રણ પ્રાણાયામ કરવા ત્યારપછી ગુરૂપદિષ્ટ માર્જનવતે પોતાની આશપાસનું વાતાવરણ શુદ્ધ કરી તે પછી પ્રણવનો જપ સ્વસ્થ મને કરવા આરંભવું.

જપ ત્રિવિધ રિત્યા થાય છે. **વાચિક, ઉપાશું, અને માનસ.** સાધક પ્રથમ ત્રિમાત્રા સહિત વાચિક એટલે બોલીને જપ કરવો. તેનો પરિપાક થએથી હોઠ માત્ર હાલે, પણ બીજો જણુ ન સાંભળે તેવો ઉપાંશું જપ કરવો. અને તેનો પરિપાક થએથી માનસ એટલે કેવળ અંતરમાંજ ઉચ્ચાર થયાં કરે એવો માનસ જપ કરવો. આ માનસ જપનો પરિપાક થયો ત્યારે સમજવો કે જ્યારે વૃત્તિ ત્રણે કાળમાં ધ્યેયાકાર રહે. ને નિંદ્રામાંથી જાગ્રતમાં આવતાં પણ ૐ ૐ ૐ નો ધ્વનિ ઉઠે. તેમજ સુતાં-બેસતાં-ઉઠતાં સર્વ અવસ્થામાં તેનુંજ નિદિધ્યાસન થયાં કરે, ત્યારે પ્રણવ મંત્રના જપનો પરિપાક થયો સમજવો. એવી અવસ્થા લાંબો કાળ નહીં રહેતાં, સ્વાભાવિક રીતે ધ્યાન થવા માંડશે, ને અંતરમાં થતા ત્રિવિધ દાહનો નાશ થઇ શાન્તિ અનુભવાવા માંડશે.

**પ્રણવોપાસન કરતાં લક્ષમાં રાખવાના નિયમો.**

પ્રણવનો જપ કરતાં વૃત્તિને સર્વ બાહ્ય પ્રપંચના વિચારથી પાછી વાળી પ્રણવના ધ્યાનમાં યોજવી. તેમ છતાં સંકલ્પ-વિકલ્પ થાય તો નીચે જણાવેલા વિચાર કરવા.

" ૐ એ આત્મા છે, એમ ચિંતન કરવું. આ પ્રણવરૂપ અક્ષર પુણ્યપ્રદ છે, તેમજ મોક્ષપ્રદ છે. આ અક્ષર પરાયણ થવાધીજ મારો મોક્ષ છે. ત્રણ લોકો, ત્રણ વેદો, ત્રણ સંધ્યા, ત્રણ દેવો, ત્રણ અગ્નિઓ, ને ત્રણ ગુણો એ સર્વ અક્ષરરૂપ પ્રણવમાં સ્થિત છે. જેમ પુષ્પમાં ગંધ, દુધમાં ઘી, તલમાં તેલ, રહેલું છે; તેમ સર્વત્ર પ્રણવમંત્રજ વ્યાપી રહેલ છે. તેના ધ્યાનથીજ મારૂં અભિમાન ગલિત થઇ હું કૃતકૃત્ય થનાર છું."

ઉપર પ્રમાણે વિચાર કરવા છતાં સંકલ્પવિકલ્પાત્મિકા વૃત્તિ સ્થિર ન થાય તો આત્માને ૐ એમ બ્રહ્મની સાથે એક કરીને,

અને બ્રહ્મને ૐ એમ આત્માની સાથે એક કરીને, તે એક, અજર, અમર, અવિનાશી, અભય રૂપ ૐકાર છે એવો અનુભવ કરવો. પછી તેમાં ત્રણ શરીરનો અધ્યારોપ કરીને અપવાદ કરવો. તે એવી રીતે કે આત્માનાં ત્રણ શરીરોનો તથા તેમના અભિમાનીનો, ઇશ્વરનાં ત્રણ શરીર અને તેમના અભિમાનીથી અભેદ ચિંતવવો ને પછી નીચે પ્રમાણે વિચાર કરવો.

"ૐ આ અક્ષરજ આ સર્વ છે. ભૂત, ભવિષ્ય, અને વર્તમાન આ સર્વ ૐકારજ છે. જે ત્રણ કાળથી પર છે, તે પણ ૐકારજ છે. આ સર્વ બ્રહ્મ છે, અને ૐ પણ પરબ્રહ્મ પરમાત્મા છે. જે સર્વદા દ્વૈતથી રહિત, આનંદઘન, સર્વના અધિષ્ઠાનરૂપ ને સન્માત્ર છે. હું જો તૃષ્ણારહિત થઇશ તો અંત સમયે મારા પ્રાણો પણ ઉત્ક્રમણ નહીં કરતાં, અહીંજ આવા સ્વરૂપમાંજ વિલીન થશે."

એ પ્રમાણે પ્રણવોપાસન કરતાં સંકલ્પ વિકલ્પ થાય તો વિચાર કરવાનો નિયમ રાખવો.

વિશેષત: ભગવાન્ પતંજલિએ યોગદર્શનમાં સમાધિપાદના સૂત્ર ૩૦-૩૧માં ધ્યાન કરતાં ચિત્તના વિક્ષેપમાં હેતુ રૂપ નવ મુખ્ય અંતરાય, અને ચાર સહભાવી અંતરાય મળી તેર અંતરાય જણાવ્યા છે તે પ્રણવનું ધ્યાન કરતી વેળા બાધ ન કરે તેવી સાવચેતી રહેવા માટે અત્રે તેનું ટુંકું વર્ણન કરૂં છું.

૧ કફ, વાયુ કે પિત્તની વિષમતાથી ઉપજતા જ્વર આદિ વિકાર તે **વ્યાધિ** કહેવાય છે.

૨ ગુરૂએ શિખવ્યા છતાં શિષ્યની આસન આદિ આવશ્યક કાર્યમાં અયોગ્યતા તે **સ્ત્યાન** કહેવાય છે.

૩ જેનું હું ધ્યાન કરૂં છું તે ધ્યાન કરવા યોગ્ય છે કે નહી એવો જે ભાવ તે **સંશય** કહેવાય.

૪ સંયમ સાધવામાં સમર્થ હોવા છતાં, વિષયાંતરમાં પ્રવૃત્તિ કરી અનુષ્ઠાન નહીં કરીને, સાધનમાં ઉદાસીન રહેવું તે **પ્રમાદ** કહેવાય.

૫ કફ આદિથી અથવા તમોગુણના પ્રાદુર્ભાવથી શરીર અથવા ચિત્તનું ભારેપણું તે **આલસ્ય.**

૬ સાંસારિક અભીષ્ઠ વિષયમાં ચિત્તની અવ્યભિચારી અભિલાષા તે **અવિરતિ** કહેવાય.

૭ યોગના અસાધનમાં સાધન બુદ્ધિ, અને તેના સાધનપણામાં અસાધનત્વ બુદ્ધિ તે **ભ્રાન્તિ.**

૮ અભ્યાસિને કોઇપણ નિમિત્તથી એકાગ્રતા રૂપ સમાધિનો અ-લાભ તે **અલબ્ધ ભૂમિકત્વ.**

૯ સમાધિની પ્રાપ્તિ થયે સતે પ્રયત્નની શિથિલતા તે **અનવસ્થિ-તત્વ.**

૧૦ વ્યાધિ કે કામાદિક વશથી પ્રાપ્ત થતું આધ્યાત્મિક, વ્યાઘ્ર આદિથી પ્રાપ્ત થતું આધિભૌતિક, અને ગ્રહપીડા આદિથી પ્રાપ્ત થતું આધિદૈવિક મળી ત્રિવિધ દુઃખ પ્રાપ્ત એ **દુઃખ.**

૧૧ ઇચ્છાના વિઘાતાદિ કારણોથી બળવાન દુઃખાનુભવ જનિત ચિત્તનું તામસ પરિણામરૂપ થવું તે **દૌર્મનસ્વ** કહેવાય છે.

૧૨ પ્રયોજન વિના હાથ પગ આદિનું ચલન—વલન એ **અંગ-મેજયત્વ.**

૧૩ પ્રાણદ્વારા બાહ્યવાયુનો અંતર પ્રવેશ થાય છે તે **શ્વાસ**; અને અંદરના વાયુનું બહિર ગમન થવું તે **પ્રશ્વાસ** કહેવાય છે. એ પ્રમાણે તેર આવરણ ન નડે એ વાત ધ્યાનમાં રાખ-વાની છે.

પ્રણવના જપ સંબંધે માનવ ધર્મશાસ્ત્ર કિંવા **મનુસ્મૃતિના** બીજા અધ્યાયના ૭૪ થી ૮૨ સુધીના શ્લોકમાં નીચે પ્રમાણે વિ-ગત જણાવી છે.

" ૭૪—વેદ ભણતી વેળા આરંભે તથા અંતે ૐકાર સદા કહેવો. પાઠની પૂર્વે ૐકાર કહ્યો નહોય તો તે વિસ્મરણ થાય છે અને પાઠ પુરો થયા પછી ૐકાર કહ્યો નહોય તો પાઠ મનમાં આરૂઢ થતો નથી. અને ભણેલુ ભૂલી જવાય છે "

" ૭૫—પૂર્વે પસ અગ્ર રાખેલા દર્ભ ઉપર પ્રથમ બેશીને, બે પ-વિત્ર દર્ભ બે હાથમાં રાખ્યાથી શુદ્ધ થએલા વિદ્યાર્થીએ ત્રણવાર પ્રાણાયામ કરવો. ત્યાર પછી ૐકાર કહેવાને તે યોગ્ય થાય છે. "

" ૭૬—**અ**કાર, **ઉ**કાર, અને **મ**કાર એ ત્રણ માત્રાઓને તથા વ્યાહૃતિને બ્રહ્માએ ત્રણ વેદમાંથી દોહી કાઢી હોય તેમ છે."

" ૭૮—વેદ જાણનાર બ્રાહ્મણ સંધ્યાવંદન વેળા ૐ આ અક્ષર તથા વ્યાહૃતિ એ યુક્ત ત્રણ પાદવાળી ગાયત્રીનો જપ કરે તો તે જપનાર બ્રાહ્મણને ત્રણ વેદના અધ્યયનનું ફળ થાય છે."

" ૭૯—સંધ્યાની વેળા વિના બીજા કાળમાં બહાર જઇને ૐ તથા ત્રણ વ્યાહૃતિ સહિત ગાયત્રીની હજાર આવૃત્તિ કરે તો તે પણ કાંચળીમાંથી સર્પની પેઠે મહાપાતકમાંથી મુકત થાયછે."

" ૮૧—ૐકાર, ત્રણ વ્યાહૃતિ, અને ત્રણ પદવાળી ગાયત્રી એ વેદનું મુખ જાણવું. માટે પ્રથમ તે ભણીને વેદનો આરંભ કરવો."

" ૮૨—જે પુરૂષ પ્રતિદિન આળસ્ય રહિત થઇને ગુરૂપદિષ્ટ માર્ગથી સપ્રણવ વ્યાહૃતિ ગાયત્રી સહિત વેદનું ત્રણ વર્ષ સુધી અધ્યયન કરે છે, તો તે પરમબ્રહ્મને પામે છે."

**પ્રણવની ઉપાસના કરવાથી થતી ફળપ્રાપ્ત.**

ઇશ્વર વાચક પ્રણવનો ઉપર દર્શાવ્યા પ્રમાણે જપ તથા અર્થ સહિત ઉપાસના કરવાથી પ્રત્યક ચેતનનો સાક્ષાત્કાર થઇ, સર્વે અંતરાયોનો અભાવ થઇ જાય છે વળી ૐકારના ધ્યાનથી મનોરાજ્યનો જય થાય છે. એવું પંચદશીકાર પણ દ્વૈત વિવેક પ્રકરણના શ્લોક ૬૨ માં જણાવેછે. તે કહે છે કે "જેણે અદ્વૈત તત્વને પરોક્ષ રીતે જાણેલું છે, જે બુદ્ધિના રાગાદિક દોષ રહિત છે, તેનાથી પ્રણવનો દીર્ઘ ઉચ્ચાર કરીને મનોરાજ્ય જીતાય છે" એટલુંજ નહીં પણ ૐકારના ધ્યાનથી હૃદય દેશમાં અધોમુખ રહેલું હૃદયકમલ છે, જેમાં મન રહેલું છે, તે હૃત્પદ્મ બીડાએલું હોય છે, પણ ૐકારની પ્રથમ માત્રા **અ**કારના ઉચ્ચારણથી તે ચલાયમાન થાય છે. બીજી માત્રા **ઉ**કારના ઉચ્ચારણથી તે વિકસિત થાય છે, ત્રીજી માત્રા **મ**કારના ઉચ્ચારણથી તે અવ્યક્ત તત્વને ગ્રહણ કરવાના સામર્થવાળું થાય છે. ને અર્ધ માત્રાના ઉચ્ચારણથી નિશ્ચલ થાય છે. તેનું ધ્યાન કરનાર નિર્મળ ધ્યેયનો અનુભવ કરે છે એવું યોગ તત્વોપનિષદમાં લખેલું છે.

પ્રણુવનો જપ કોઇ તો ૐ ૐ ૐ એમ વાણીથી ઉચ્ચાર કરીને કરવાનું કહે છે. કોઇ પ્રાણાયામદ્વારા સિદ્ધ કરવાનું જણાવે છે, કોઈ હ્રસ્વ, દીર્ઘ કે પ્લુત ઉચ્ચાર કરીને જપ કરવાનું લખે છે, કોઇ નાદ દ્વારા ૐકારનું ધ્યાન કરવાનું તથા જપ કરવાનું જણાવે છે. એમ વિવિધ મત એના જપ સબંધે છે.

**પ્રણુવોપાસના વિષે વિવિધ મત.**

જેમ એના જપ સબંધે ઉપર જણાવ્યા તેવા વિવિધ મત છે, તેમ હવે પછી જણાવવામાં આવશે તે સાત મત ઉપરાંત કોઇ તો ૐકારને સગુણ બ્રહ્મ ધારી ઉપાસન કરે છે, કોઈ તેને અક્ષર બ્રહ્મ રૂપે ઉપાસે છે, કોઇ તો પ્રથમ તેને સગુણરૂપે ને પછી નિર્ગુણરૂપે ભજે છે. એવા વિવિધ મત એના જપ તથા ઉપાસના વિષે છે. એટલુંજ નહીં પણ કોઈ તો ૐકારને એક માત્રા-પરબ્રહ્મરૂપેજ માત્ર ઉપાસે છે. અને કોઇ તો એને બે માત્રારૂપે એટલે જડ—ચૈતન્યરૂપે ઉપાસે છે. કોઇ તો તેને ત્રિમાત્રા એટલે ત્રણ અવસ્થારૂપ-ત્રણ દેવરૂપ-ત્રણ શરીરરૂપ જાણી ભજે છે, અને કોઇ સાડા ત્રણ અથવા ચાર માત્રારૂપ માનનારો વર્ગ પ્રથમની ત્રણ માત્રાને પૂર્વવત્ માનવાની સાથે ચોથી માત્રાને બ્રહ્મરૂપ—નિર્ગુણ—નિર્વિકાર, ચૈતન્યરૂપે ઉપાસે છે. એવી રીતે ઘણા મત છે. ટુંકામાં તેને જેવી જેવી ભાવનાથી સાધક ઉપાસે છે તેને તેવી તેવી સિદ્ધિ મળે છે. કારણ કે પ્રણુવ સ્વરૂપે પરબ્રહ્મરૂપ હોઈ સર્વ ઇષ્ટ સિદ્ધિનો મહોદધિ છે. બાષ્કલ ઋષિએ એક માત્રારૂપ ૐકારને જાણીને તે પ્રમાણે ભજેલા છે. શાકલ ઋષિએ બે માત્રાથી, નારદઋષિએ અઢી માત્રાથી, માંડવ્ય ઋષિએ ત્રણ માત્રાથી, વશિષ્ઠાદિ ઋષિઓએ ચાર માત્રાથી, અને યાજ્ઞવલ્કય ઋષિએ કેવળ અ માત્ર રૂપે ૐકારની ઉપાસના કરી છે. વાસ્તવિક રીતે ૐકાર સ્વરૂપે બ્રહ્મરૂપે હોઇને અનંત માત્રારૂપ છે, ને તેથી ગુરૂ શાસ્ત્રદ્વારા તેનું જેવું રૂપ જેણે જાણ્યું, જાણી અનુભવ્યું—અનુભવી પરમાનંદમાં વિરામ્યા, તેમણે તેટલી માત્રાવાળું પ્રણુવનું રૂપ લખ્યું, ને તદ્દવત્ ફળ સિદ્ધિ પામ્યા. કારણ કે ૐકાર, વાચ્ય અને લક્ષ્ય અર્થથી પણ સર્વવ્યાપિ પરમાત્મરૂપ હોવાનું સિદ્ધ થાય છે. જેવી રીતે કે અક્ષરરૂપ પ્રણુવ સર્વ નામોના આદિ અંતને મધ્યમાં અધઃ તેમજ ઉર્ધ્વપણે વ્યાપી રહેલો છે. ને

તેથી દૃશ્ય વિશ્વ પ્રપંચ સમસ્ત ૐકારરૂપ હોઇને તેનું વાચ્ય છે. ૐકારનું લક્ષ્યરૂપ જોતાં સહજ સમજાય છે કે—પ્રણવ ચૈતન્ય સ્વરૂપ છે. ને તેથી અસ્તિ—ભાતિ—પ્રિયરૂપે સર્વ વસ્તુમાં વ્યાપક છે. માટે ૐકાર સર્વ રૂપ છે. ને તેથી તેને જે જે રૂપે જે કોઇ ભજે તેને આકારે પોતે થઇ—દેખાઈ તેની ઇચ્છાનુસાર ફળ આપે એ દેખીતું જ સત્ય છે. મનુષ્ય માત્રનો અધિકાર ભિન્ન ભિન્ન હોય છે, ને તેથી ઉપાસનાની પ્રક્રિયાઓ પણ પૃથક્ પૃથક્ દર્શાવવાની આવશ્યકતા તત્વવેત્તાએ સ્વિકારી માન્ય રાખી હોય એમ અનુમાન થાય છે. જો એકજ માર્ગઅને એકજ પદ્ધતિ પરમપદ જેવા દુર્વિજ્ઞેય તત્વને પામવાને માટે રાખેલ હોત તો ઘણા મંદ પ્રવૃત્તિ વાળાની અવદશા થવા સમય આવત કારણકે કોઇ મનુષ્યનો અધિકાર ત્રણ માત્રાથી પ્રણવની ઉપાસના કરવાની યોગ્યતા ધરાવતો ન હોય, તેને જો બે અથવા એક માત્રા રૂપે પ્રણવની ઉપાસના કરવા રૂપી ભિન્ન માર્ગ ન હોય તો, તેને તે પ્રક્રિયા કરવાની મૂકીજ દેવાની આવશ્યકતા થાય. ને તેમ થતાં તેની વૃત્તિ સત્ય માર્ગથી ચલિત થાય—ભ્રષ્ટ થાય ને પતિત વ્યવહાર વહન કરવા શીખે. આવા અનર્થમાંથી રક્ષણ કરવાની ઇચ્છાથી, આપણા દયાળુ મહા પુરૂષોએ માત્ર એક, બે, ત્રણજ નહીં કિન્તુ અનેક માર્ગ—અધિકાર પરત્વે ભિન્ન ભિન્ન માર્ગ નિશ્ચિત કર્યા છે. તેમાંના જે જે માર્ગે જે જે પ્રવર્તે છે અને તે યથાવિધિ સિદ્ધ કરે છે તો તે તે યથોક્ત રૂપને પામે છે. એ પ્રમાણે ઇશ્વર એક છતાં અધિકાર ભેદે ધર્મની અનેક સંસ્થાઓ સ્થપાઈ છે તે યથાર્થ છે. જેને માટે આ પ્રણવની પણ ભિન્ન ભિન્ન ઉપાસનાના પ્રકારો પણ એજ ઉદ્દેશ ઉપર રચાયાનું સંભવે છે. જેમ શારીરિક પ્રકૃતિ ભિન્ન હોવાથી રોગ પણ ભિન્ન, અને રોગ ભિન્ન તો ઔષધ ભિન્ન, પણ તે સર્વનું સુખ થવા રૂપી તાત્પર્ય તો એકજ. તેમ ધર્મ માર્ગો ભિન્ન ભિન્ન, તથાપિ ગંતવ્યસ્થાન તો એકજ. જેવી રીતે સમસ્ત સરિતાઓનું પર્યવસાન તો એક સાગરજ. તે પ્રમાણે ધર્મ માત્રનું પર્યવસાન તો એક પરમાત્માજ. ને તેનું પ્રતિક સ્વરૂપ પ્રણવ હોવાથી તે જેમ ઉપાસના સમસ્તમાં સર્વોત્કૃષ્ટ પદ ભોગવે છે, તેમજ તેને પામવાની—સગુણ-નિર્ગુણ ક્રિયાઓનો અંત પણ એના અપરોક્ષાનુભવમાંજ સમાઇ જાય છે. કારણ “ પ્રણવ પૂર્ણ છે. પૂર્ણથી પૂર્ણ

ઉત્કૃષ્ટ થાય છે તે પૂર્ણના પૂર્ણને લઇને, પૂર્ણજ અવશેષ રહે છે. " એવા પૂર્ણ સ્વરૂપ પરમાત્મા અથવા પ્રણવની પૂર્વે કહેલી ગમે તે રીતે ઉપાસના કરવાથી તદ્દવત્ સિદ્ધિ થાય એ નિર્વિવાદ છે. જે દયાના મહોદધિ છે, જે ઐશ્વર્ય સમસ્તના આગારરૂપ છે, જે દેશ-કાળ-વસ્તુરૂપી ત્રિવિધ પરિચ્છેદથી રહિત છે, જે નિર્વિશેષ જ્ઞાન માત્ર સ્વરૂપ બ્રહ્મ છે. તેને ઉપાસવાને માટે જે સ્થાપિત નિયમો છે તે પૂર્ણજ છે. માત્ર તદ્દવત્ વર્તન કરવું એ કઠિણ છે.

**પ્રણવોપાસન વિષે સપ્તવિધ મત પ્રતિપાદન.**

પૂર્વે જણાવી ગયા પ્રમાણે પ્રણવની ઉપાસના વિષે જેમ વિવિધ પ્રક્રિયાઓ છે, તેમજ વિવિધ મત પણ છે. તે સર્વમાં મુખ્ય સાત મત જાણવા યોગ્ય હોવાથી અત્રે લખવામાં આવ્યા છે તેનાં નામઃ—

૧. હૈરણ્યગર્ભનું મત, ૨. સેશ્વર કપિલદેવનું મત, ૩. અપાંતરતમ નામના મુનિનું મત, ૪. સનત્કુમારનું મત, ૫. પાશુપત-શૈવ મત, ૬. વૈષ્ણવોનું મત, ૭. બ્રહ્મનિષ્ઠોનો સિદ્ધાંત.

પ્રણવની ઉપાસના વિષે આ મતવાળાઓ એવી માન્યતા ધરાવે છે કે—

**૧ હૈરણ્યગર્ભનું મત.**

"જેને પરમાત્માને પામવાની ઇચ્છા હોય તેણે ૐકારને ત્રિમાત્ર, ત્રિબ્રહ્મ, અને ત્રિ અક્ષર રૂપ જાણી ઉપાસના કરવી. અગ્નિ, વાયુ ને સૂર્ય એ ત્રણ પ્રણવની માત્રા છે. ઋગ્, યજુ, ને સામ એ ત્રણ બ્રહ્મ છે. અને **અ**કાર, **ઉ**કાર, અને **મ**કાર એ ત્રણ અક્ષર છે. અગ્નિરૂપ જીવ છે. જે વૈશ્વાનરસહ તાદાત્મ્ય થઇને દેહોમાં રહે છે. વાયુરૂપ સુત્રાત્મા ઇશ્વર છે, જે સર્વ દેહોમાં અનુસ્યુતપણે વ્યાપક છે. અને સર્વના પ્રકાશક બ્રહ્મરૂપ સૂર્ય છે. અને ત્રણ વેદ શબ્દબ્રહ્મરૂપ છે. ત્રણ અક્ષરોનો વાચ્ય, જાગ્રત, સ્વપ્ન, ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થારૂપ સર્વ પ્રપંચ ૐકાર રૂપ છે. જે મારૂં સ્વરૂપ છે. એવું ગુરૂથી જાણીને જે ભજે છે તે પરમપદને પામે છે. માટે ૐકાર પરમધામરૂપ, તથા પરમપદરૂપ છે.

**૨ સેશ્વર કપિલ**

સેશ્વર મતવાદી ભગવન્ કપિલદેવનું મત એવું છે કે—"જેને પરમાત્માને પામવાની ઇચ્છા હોય તેણે ૐકારની આ પ્રમાણે ઉપાસના કરવી. પ્રણવને ત્રણ જ્ઞાન

**દેવનું મત.** રૂપ, ત્રણ ગુણ રૂપ, ને ત્રણ કારણ રૂપ જાણી ઉપાસે, તે અધિકારી પુરૂષ મુક્ત થાય છે. તે એવી રીતે કે—વ્યક્તનું અવ્યક્તનું અને જ્ઞેયનું જ્ઞાન ત્રણ પ્રકારનું છે. પંચ ભૂત અને તેનાં કાર્યરૂપે સ્થુલ પ્રપંચ સમસ્ત વ્યક્ત જ્ઞાન સ્વરૂપ છે. અને પ્રકૃતિ, મહતત્વ, અહંકાર, તથા શબ્દ તન્માત્રાદિ રૂપ, પંચ સૂક્ષ્મભૂત એ આઠ પદાર્થ અવ્યક્ત હોઇને તેનું જ્ઞાન તે અવ્યક્ત જ્ઞાન કહેવાય છે. તે સર્વમાં પ્રકૃતિ કેવળ કારણ છે. અને બીજું મહદાદિ સપ્ત પ્રકૃતિની વિકૃતિરૂપ હોઇને કાર્ય છે. તે સર્વનું જ્ઞાન તે અવ્યક્ત જ્ઞાન છે. અને કાર્ય-કારણ ભાવથી રહિત કેવળ સાક્ષી, નિર્વિકાર કૂટસ્થ, ઉદાસીન તત્વનું જ્ઞાન તે જ્ઞેય જ્ઞાન કહેવાય છે. સત્વ, રજસ ને તમસ રૂપ ત્રિવિધ ભેદથી પ્રણવ ત્રણ ગુણ રૂપ છે. સાત્વિક ગુણથી દેવતા શરીર, દૈવીસંપત્ રૂપ જ્ઞાન, ને સ્વર્ગાદિ લોક પ્રાપ્ત થાય છે. રજસ ગુણથી મનુષ્ય શરીર, કામ રાગ આદિ આસુરી સંપત, અને મનુષ્ય યોની પ્રાપ્ત થાય છે. તામસથી પ્રમાદ, આળસ ને નિદ્રા આદિ તથા પશ્વાદિ શરીર તેમજ નરક લોકની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે ત્રણ ગુણનાં ત્રણ ફળ છે. મન, અહંકાર ને બુદ્ધિ એ ત્રણ કારણ છે. એ સર્વથી પ્રણવનો અભેદ સમજીને વાચ્યરૂપ માયા, ને લક્ષ્યરૂપ અધિષ્ટાન-સાક્ષી-સચ્ચિદાનંદ રૂપ જે ગુરૂમુખથી સમજી નિરંતર ઉપાસના કરે તો તે અધિકારી માયા બંધનથી મૂકાઇ પરમપદને પામે. ”

---

**ટિપ્પની**—ઉપરથી સેશ્વર મતાવલંબી ભગવત્ કપિલ મુનિનો મત સ્પષ્ટ થશે કે એ સઘન બિંદુને સચ્ચિદાનંદ સ્વરૂપ માને છે. અર્ધ માત્રાને સૃષ્ટિના કારણરૂપે ગણી,ત્રણ ગુણની સામ્યાવસ્થારૂપા-મૂળ માયા અથવા પ્રકૃતિ રૂપા સમજેછે. નીચેની સમગ્ર કુંડલ જેવી આકૃતિને મહતત્વ અથવા સમષ્ટિ બુદ્ધિ કહે છે. જેમાંથી ત્રીગુણાત્મક અહંકાર ઉત્પન્ન થયો છે. જેમાંથી સમષ્ટિના મૂળ ઉત્પાદક વૈરાટ થયા ને જેમણે સૃષ્ટિ રચી. જે સર્વનું કારણ પ્રકૃતિ છે તે અને બીજાં સમસ્ત તત્વો તેની વિકૃતિરૂપ હોઇને, કાર્યરૂપે-જગતરૂપે પ્રગટ થઇ આવ્યાં છે. અર્થાત પ્રણવની કૃતિ એવી પૂર્ણ છે કે જેમાંથી જગતના અધ્યારોપનું જ્ઞાન થાય છે તેમજ એ તત્વ જેમાંથી ઉત્પન્ન થયું છે તેનો, તેમાં લય કરી અપવાદ કરેથી એક સાક્ષી ચેતનજ અવશેષ રહે છે. જે ગંતવ્યને મંતવ્યછે. એવી રીતે સર્વ રહસ્યાર્થ પ્રણવમાંજ સમાયલો છે. **કર્ત્તા.**

**૩ અપાંતરતમ નામના મુનિનું મત.**

અપાંતરતમ નામના મુનિનું મત એવું છે કે–"જે પુરૂષ પ્રણવને ત્રિમુખ, ત્રિદેવતાને ત્રણ પ્રયોજન રૂપ જાણીને ઉપાસના કરે છે તે મુક્ત થાય છે. તે એવી રીતે કે–ત્રણ પ્રકારનો અગ્નિ તે પ્રણવના મુખરૂપ છે. ગાર્હપત્ય, દક્ષિણને આહવનીય એ ત્રણ પ્રકારનો અગ્નિ છે. જે ગૃહસ્થાશ્રમનો અગ્નિ છે ને અન્ન પકવવામાં હેતુ છે તે ગાર્હપત્ય અગ્નિ કહેવાય છે. અગ્નિહોત્રનો બીજો જે અગ્નિ છે તે દક્ષિણાગ્નિ કહેવાય છે, અને જેમાં સર્વ દેવતા અને પિતૃઓને ઉદ્દેશીને શાસ્ત્ર આજ્ઞાનુસાર હોમ દેવામાં આવે છે તે આહવનીય અગ્નિ કહેવાય છે. જેથી સર્વ દેવતા આદિ તૃપ્ત થાય છે, માટે તેને પ્રણવના મુખરૂપ જાણતા. બ્રહ્મા, વિષ્ણુ, ને મહેશ એ ત્રણ પ્રણવના દેવતા છે એમ સમઝે. કારણકે તે ત્રણે દેવ ઉત્પત્તિ, સ્થિતિ ને સંહારના કારણરૂપછે. તેમજ ધર્મ, અર્થ ને કામરૂપી ત્રણ પ્રયોજનરૂપ પણ પ્રણવને માને. કારણકે તે ત્રણ પ્રવાહરૂપ અનાદિ સંસારની આવૃત્તિના કારણરૂપ છે. સ્વઇષ્ટની પ્રાપ્તિને અર્થે, યથાશાસ્ત્ર સ્વકર્મના અનુષ્ઠાનથી ઉત્પન્ન થનારૂં પુણ્યરૂપ અપૂર્વ તે ધર્મ, તેથી પ્રાપ્ત થનાર સંપત્તિ તે અર્થ, અને તેથી થનાર ઇચ્છાનુસાર વિષયભોગ તે કામ. એ ત્રણે સંસારની આવૃત્તિનાં કારણ છે ને તે માટે સર્વ જગત પ્રણવરૂપછે. ને પ્રણવ જગતરૂપછે. ઉભય એક રૂપ છે. એવી રીતે જાણનાર મુક્તિ પામે છે."

---

**ટિપ્પની**–આહવનીય અગ્નિ જગતની ઉત્પત્તિનો હેતુ છે. કારણ કે એ અગ્નિમાં દેવતાઓને ઉદ્દેશીને જે હોમ દેવાય છે તેથી તેઓ પ્રસન્ન થઇ મેઘ વર્ષાવે છે, ને તેથી અન્ન પેદા થઇ વિર્યરૂપ બને છે. જે વિર્યથી જીવ કોટિ બંધાય છે. વર્તમાનકાળે આવા હોમ હવન નહીં થવાથી અનાવૃષ્ટિ થઇ દુર્ભિક્ષનો ભોગ જનસમાજ થાય છે. ગાર્હપત્ય અગ્નિ જગતના પાલનમાં હેતુભુત છે. કારણકે તે અગ્નિના પ્રતાપથી અનેક વિધ ખાધેલાં અન્ન પચી–રસરૂપ થઇ–તેથી પોષાઇ જીવની ઉપાધિરૂપ શરીરો પુષ્ટ થાય છે–પોષાય છે. માટે તે પાલનરૂપ છે. ને દક્ષિણાગ્નિ સંહાર સ્વરૂપ છે કારણકે બાળવામાં તે હેતુરૂપ છે. એ પ્રમાણે ત્રિવિધ અગ્નિ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લયમાં કારણરૂપ હોઇ ત્રિકુતિમય પ્રણવ સ્વરૂપ છે. **કર્તા.**

**૪. સનત્કુમાર-નું મત.** ચોથું સનત્કુમારનું મત એવું છે કે:—"પ્રણવને ત્રિકાળરૂપ, ત્રિલિંગરૂપ, ને +ત્રિસંજ્ઞારૂપ સમજવો. તે એવી રીતે કે ભૂત-વર્તમાન-ભવિષ્ય એ ત્રણ કાળરૂપ પ્રણવ છે. એવી રીતે સ્ત્રી, પુરૂષ, ને નપુંસકરૂપી ત્રણલિંગ-રૂપ પણ પ્રણવ છે. ને વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞરૂપ પણ પ્રણવ છે. ૐ-કારથી ભિન્ન કાંઈ નથી સર્વે ૐકારરૂપ છે ને એવી રીતે ગુરૂ મુખથી જાણી જે ઉપાસના કરે છે તે મુક્તિ પામે છે."

**૫. પાશુપત-શૈવનું મત.** પાશુપત જે ચતુર્વિધ શૈવ માંહેના એક છે તેઓ પ્રણવની ઉપાસના સબંધે એવી માન્યતા ધરાવે છે કે—"પ્રણવ વિભુ છે. જે ત્રણ અવસ્થારૂપ, ત્રણ પ્રકારના ભોકતારૂપ, ને ત્રણ પ્રકારના ભોગરૂપ છે. શાન્ત, ઘોર અને મૂઢ એ ત્રણ અવસ્થાવાળો ૐકાર જાગૃત, સ્વપ્ન ને સુષુપ્તિની સાથે એકતા ધરાવે છે. શાન્ત અવસ્થામાં અભિમાની પરબ્રહ્મના વિચારમાં લીન થાય છે. તથા શાસ્ત્ર આલોચના, યજ્ઞ, દાન, જપ, તપ, પાઠ, પૂજા ઇત્યાદિનું જ્ઞાન થાય છે. ઘોર અવસ્થામાં વિષયોમાં પ્રવૃતિ થાય છે. ને તે વખતે કુંટુંબ-પરિવાર, બોલ-ચાલ, નાત-જાત, ઇત્યાદિનું ભાન થાય છે. અને મૂઢ અવસ્થામાં દેહાભિમાનીને અહંકારવાળી વૃત્તિ ઉત્પન્ન થાય છે તથા કામ, ક્રોધ, લોભ, મોહ, દ્રોહ, ઇર્ષા, માન, આદિના ઉભરા આવે છે. પણ તે સર્વેની ૐકારથી એકતા છે. તૃપ્તિ, પુષ્ટી, અને આનંદરૂપ ભોગ પણ ત્રિવિધ છે. અન્ન, જળ ને ચંદ્ર એ અનુક્રમે તૃપ્તિ, પુષ્ટિ અને આનંદનું કારણ હોતાં અભિમાનીના ભોગરૂપ છે. અને તેના પ્રાણ, અગ્નિ, અને સૂર્ય એ ત્રણ ભોકતા હોતાં ૐથી તેમનો અભેદ છે. કારણકે પ્રાણ સૂત્રાત્મારૂપ છે. અગ્નિ અવ્યાકૃતરૂપ છે અને સૂર્યરૂપ પરમાત્મા શાક્ષીરૂપે સર્વ પ્રાણીઓના હૃદય દેશમાં સ્થિત થયા સતા સત્તાસ્ફુર્ત્તિ દેવાવાળા છે. એવી રીતે ત્રણ

---

+ટિપ્પની—કોઈ સ્થળે ત્રિસંજ્ઞારૂપ નહિં, પણ ત્રિસંધિરૂપ પ્રણવ કહ્યો છે. એટલેકે બહિઃસંધિ, સંધ્યાસંધિ, ને ક્રાંતસંધિ ને એ ત્રણે સંધિ વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞસ્વરૂપ હોઇ પ્રણવસ્વરૂપછે. એવી રીતે ત્રિવિધસંધિને ત્રિવિધસંજ્ઞાથી અભેદ કરી પ્રણવરૂપ છે એ રહસ્યાર્થ સૂચવ્યો છે. કર્ત્તા

અવસ્થા, ત્રણ ભોક્તા અને ત્રણ ભોગરૂપ પ્રણુવ છે. એમ જાણી ઉપાસના કરવાથી પરમાનંદ પ્રાપ્ત કરી શકાય છે. "

**૬ પંચરાત્ર-વૈષ્ણુવોનું મત.**

વૈષ્ણુવમતમાં પંચરાત્ર એ એક પ્રમાણુ શાસ્ત્ર ગણાય છે, તેની ૐકારની ઉપાસના વિષે નીચે પ્રમાણે માન્યતા છે. "પ્રણુવ ત્રણ આત્મારૂપ, ત્રણ સ્વભાવરૂપ, અને ત્રણ વ્યુહરૂપ છે. દેહનું સામર્થ્ય તે બળ, ઇંદ્રિયોની શક્તિ તે વીર્ય, અને અંતઃકરણનો ઉત્સાહ-પ્રભાવ તે તેજ કહેવાય છે. આ ત્રણ ૐકારના આત્મા કહેવાય છે. અને જ્ઞાન, ઐશ્વર્ય અને શક્તિ એ ત્રણ પ્રણુવના સ્વભાવ કહેવાય છે, સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા સમુદ્ર રૂપછે. અને આ જગત તેના તરંગ માત્ર છે. તે તેમાંથી ઉપજી તેમાં સમાઈ જાય છે. આવું જે અદ્વિતીય તત્વનું ભાન તે જ્ઞાન, અષ્ટ સિદ્ધિઓતે ઐશ્વર્ય, અને સંકર્ષણુ, પ્રદ્યુમ્ન, અને અનિરૂદ્ધ એ ત્રણ વ્યુહરૂપ પ્રણુવને જાણીને તેની ઉપાસના કરવાથી ભવ બંધનથી મુક્ત થવાય છે. "

**૭ બ્રહ્મનિષ્ઠોનો સિદ્ધાંત.**

એક અદ્વિતીય તત્વ બ્રહ્મમાંજ માત્ર નિષ્ઠા રાખનારા બ્રહ્મનિષ્ઠોનો સિદ્ધાંત ઉપનિષદોમાં પ્રસિદ્ધછે. તોપણ આ પ્રસંગને લઇને દિગ્દર્શનરૂપે શ્રીરામ ગીતામાંથી નીચે પ્રમાણે આપ્યો છે.

" ૐકાર ત્રિસ્થાનરૂપ, ત્રિપાદરૂપ, તથા ત્રિપ્રજ્ઞારૂપ છે ૐમાં હૃદય, કંઠ ને તાલુ એ ત્રણ સ્થાન છે. જાગ્રત, સ્વપ્ન, ને સુષુપ્તિ એ ત્રણ પાદ છે. અને બહિર્પ્રજ્ઞા, અંતર્પ્રજ્ઞા, તથા ઘનપ્રજ્ઞા એ ત્રણ પ્રજ્ઞા છે. બહિઃપ્રજ્ઞારૂપ જે વિભુ, તે વિશ્વરૂપે કરીને સ્થિત છે. અંતઃપ્રજ્ઞારૂપ જે છે તે તૈજસરૂપે સ્થિત છે. અને ઘનપ્રજ્ઞા જે છે તે હૃદયાકાશમાં પ્રાજ્ઞરૂપે સ્થિત છે. આ ત્રણે પ્રકારનો ૐકાર હોઇને દેહાદિમાં સ્થિત છે. વૈશ્વાનર સ્થુલરૂપ છે. અને તે બહિરના સ્થુલ ભોગોને ભોગવનાર છે. તૈજસ સૂક્ષ્મરૂપ હોઇને અંતરના સૂક્ષ્મ ભોગોને ભોગવનાર છે. અને પ્રાજ્ઞ કારણુરૂપ હોઇને આનંદનો ભોગવનારો છે. વિશ્વ જાગૃદાવસ્થાનો ભોકતા ને અભિમાની છે. તૈજસ સ્વપ્નાવસ્થાનો અભિમાની છે. સ્થુલ દેહનો અભિમાની જાગૃત અવસ્થામાં આપાદમ-

સ્તક સ્થિત વિશ્વા નામની નાડીમાં સ્થિત થઇને સ્થુલ ભોગોનો ભોક્તાછે. સૂક્ષ્મ દેહ-લિંગદેહનો અભિમાની તૈજસ સ્વપ્નાવસ્થામાં કંઠ દેશમાં રહેલી હિતા નામની નાડીમાં સ્થિત થયો છતો સૂક્ષ્મ ભોગનો ભોક્તા છે. અને કારણ શરીરાભિમાની પ્રાજ્ઞ સુષુપ્તિ અવસ્થામાં હૃદય દેશમાં રહેલી પુરિતતી નામની નાડીમાં સ્થિત થઇને તામય આનંદનો ભોગ ભોગવે છે. એવી રીતે ત્રણ સ્થાન, ત્રણ પાદ, ને ત્રણ પ્રજ્ઞારૂપ ૐકાર છે. એ ૐ સર્વ જગતનો ઉત્પન્નકર્ત્તા છે. ઇશ્વર સ્વરૂપ હોઇને પ્રણવજ સ્થિતિ તથા સંહારકર્તા છે. પ્રણવજ સાક્ષી સ્વરૂપ હોઇને જાણવાવાળો છે. તથા પોતેજ દ્રષ્ટા તથા દૃશ્યરૂપ છે. એવું એનું સ્વરૂપ જાણીને સદ્‌ગુરૂદ્વારા ઉપાસના કરે છે તેની મુક્તિ થાય છે.”

એ પ્રમાણે ૐકારની ઉપાસના સંબંધે સપ્ત મત છે. તેમાં સર્વોત્કૃષ્ટ કોને સ્વીકારવો તે વાચકની વિવેક બુદ્ધિ ઉપર અવલંબી રહ્યું છે. તોપણ “બેપણું છે ત્યાં ભય છે.” એ શ્રુતિથી જોતાં અદ્વૈત સિદ્ધાંત વિશેષ મહત્તાવાળો સંભવે છે. પૂર્વોક્ત સપ્ત મતવાદિની માન્યતાનો સારાંશ નીચે પ્રમાણે છે.

૧. હૈરણ્યગર્ભનું મત.
   ત્રિમાત્રા–અગ્નિ, વાયુ, સૂર્ય.
   ત્રિબ્રહ્મ–ઋગ, યુજુઃ, સામ.
   ત્રિઅક્ષર–અકાર, ઉકાર, મકાર.

૨. સેશ્વર કપિલદેવનું મત.
   ત્રિપ્રજ્ઞા–વ્યક્ત, અવ્યક્ત, જ્ઞેય.
   ત્રિગુણ–સત્વ, રજ, તમ.
   ત્રિકારણ–મન, બુદ્ધિ, અહંકાર.

૩. અપાંતરતમ મુનિનું મત.
   ત્રિમુખ–ગાર્હપત્ય, દક્ષિણ, આહવનીય અગ્નિ.
   ત્રિદેવતા–બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ.
   ત્રિપ્રયોજન-ધર્મ, અર્થ, કામ.

૪. સનત્કુમારનું મત.
   ત્રિકાળ-ભૂત, ભવિષ્ય, વર્તમાન.

ત્રિલિંગ-સ્ત્રી, પુરૂષ, નપુંસક લિંગ.
ત્રિસંજ્ઞા-વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ.

૫. પાશુપત-શૈવનું મત.
ત્રિઅવસ્થા-જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ.
ત્રિભોક્તા-પ્રાણ, અગ્નિ, સૂર્ય.
ત્રિભોગ-અન્ન, જળ, ચંદ્ર.

૬. પંચરાત્ર-વૈષ્ણવોનું મત.
ત્રિઆત્મા-બળ, વિર્ય, તેજ.
ત્રિસ્વભાવ-જ્ઞાન, ઐશ્વર્ય, સ્વભાવ.
ત્રિવ્યૂહ-સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ.

૭. બ્રહ્મનિષ્ઠોનું મત.
ત્રિસ્થાન-જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ.
ત્રિપાદ-વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ.
ત્રિપ્રજ્ઞા-બહિર્પ્રજ્ઞા, અંતર્પ્રજ્ઞા, ઘનપ્રજ્ઞા.

૭×૩=૨૧×૩=૬૩ એ પ્રમાણે પ્રણવ 'ૐ' ત્રેસઠ માત્રા સ્વરૂપ છે. એ ત્રેસઠ માત્રાથી એનો અભેદ છે. અને એ ત્રેસઠ માત્રાથી પર ચોસઠ ॐ માત્ર પદ છે. જે હ્રસ્વ નથી, દિર્ઘ નથી, પણ નિર્ગુણ ને નિષ્કલ છે. એ સ્થુલ નથી પણ સૂક્ષ્મ છે. દૃશ્ય નથી પણ અદૃશ્ય છે. જેની આકૃતિ નથી, તથા જે શ્વેત કે કાળા રંગની નથી પણ વર્ણરૂપોથી રહિત છે. તથા ઇંદ્રિઓ અને ઇંદ્રિઓના વિષયોથી રહિત છે. શાન્ત સ્વરૂપ અને નિર્વિકલ્પ રૂપ છે. હૃદય, તાલુ, નાસિકા, ઓષ્ટ દ્વારા ઉત્પન્ન થતા ઉચ્ચારથી રહિતછે. જે ક્ષર અક્ષરથી પર, સ્વયંભુ, વ્યાપક, અચિંત્ય, પરિમાણથી રહિત, નિત્ય, અચ્યુત, ને શિવ સ્વરૂપ છે, જેને ભજતાં પરમપદ સ્વરૂપ થવાય છે એવું શાસ્ત્ર વચન છે.

**પ્રણવનું અક્ષર બ્રહ્મરૂપે વર્ણન.**

બ્રહ્મનાં વ્યક્ત અને અવ્યક્ત એમ દ્વિવિધ સ્વરૂપની સમજ માટે શાસ્ત્રકારોએ અધ્યારોપ કર્યો છે. અવ્યક્ત બ્રહ્મને પરિબ્રહ્મ એવી સંજ્ઞા આપેલી છે. અને વ્યક્ત સ્વરૂપ અક્ષરબ્રહ્મ કિંવા સબળ બ્રહ્મ એવી સંજ્ઞા છે. તે સબળ બ્રહ્મનો અને વાણીનો બીજાંકુરવત્ ન્યાય છે. એટલે બીજ અંકુર સ્વરૂપ છે. અને અંકુર

અન્તે બીજ સ્વરૂપ છે. તેમ ૐકાર અથવા અક્ષરબ્રહ્મ વાણીરૂપ છે. અને વાણી અક્ષરબ્રહ્મ રૂપ છે. ઉભય એકરૂપ છે, તે વાણી ચતુર્વિધ છે. પરા, પશ્યંતી, મધ્યમા, અને વૈખરી. સર્વ શબ્દ સમુહના બીજ રૂપ, યોગીગમ્ય, સુક્ષ્મતમ, તે **પરાવાણી** કહેવાય છે. આને પરબ્રહ્મ અવ્યક્ત સ્વરાણુ કહેવામાં આવે છે. જે પ્રણવની અર્ધ માત્રા સ્વરૂપ પણ કહેવાય છે. હૃદયદેશ આગળ વ્યક્તરૂપે થતી સ્થિતિને **પશ્યંતી** કહે છે. જે ૐકારની **મ**કાર માત્રારૂપા છે. ત્રીજી હૃદયદેશથી ઉઠી કંઠ દેશમાં અભિવ્યક્ત થતી વાણીને **મધ્યમા** વાણી કહેવાય છે. જે ૐકારની **ઉ**કાર માત્રા રૂપા છે. કંઠ દેશથી આગળ વધી બહિર પ્રદેશમાં અભિવ્યક્ત થતી સ્પષ્ટ સ્વર, વ્યંજનરૂપ સ્થાનપયત્નયુક્ત ઉચ્ચારરૂપે પરિણામ પામી, જગતના શુભાશુભ વ્યવહારને સિદ્ધ કરનારી **વૈખરી** નામની વાણી છે. જે ૐકારની **અ**કારમાત્રા રૂપા છે. આ પ્રમાણે વાણી માત્રનું મૂળ અધિષ્ટાન ૐકાર અથવા પ્રણવ છે. આવા અર્થને પ્રતિપાદન કરનાર સામવેદીય છાંદોગ્ય ઉપનિષદ્‌ના દ્વિતીય પ્રપાઠકના ત્રેવીસમા ખંડમાં આ પ્રમાણે પ્રમાણુ વદે છે કે—" ધ્યાન કરેલા અક્ષરોથી ૐપ્રતિત થયો તેજ બ્રહ્મ છે. જેમ શંકુ એટલે પાનડાંની ડાંડી વડે સર્વ પાનદાંડાઓ (પાનડાંના અવયવો) વ્યાપ્ત છે. તેમ પરમાત્માના પ્રતીકરૂપ ૐકાર વડે, સર્વ **વાણી** સમુહ વ્યાપ્ત છે. " આ પ્રમાણમાં ૐકારને વાણીનો જનક સ્વીકાર્યો છે. એટલુંજ નહી પણ તેજ ઉપનિષદ્‌ના ચોથા ખંડમાં નીચે પ્રમાણે પ્રમાણુ આપેલું છે " જ્યારે પ્રસિદ્ધ ઋચાને અધ્યયન વડે સ્વાધીન કરે છે, ત્યારે ૐકાર એમજ અત્યંત આદર બુદ્ધિવડે ઉચ્ચાર છે. એમ સામને તથા યજુષને અધ્યયન વડે જ્યારે સ્વાધીન કરે છે, ત્યારે ૐ એમ અત્યંત આદર બુદ્ધિવડે ઉચ્ચારે છે;

---

**ટિપની**—અક્ષર અને અક્ષરની આકૃતિઓ, તથા ૐકાર ને તેની આકૃતિની ઉત્પત્તિ વિષે યુકિત પ્રાધાન્ય અનુવાદમાં જોવાથી સવિશેષ સ્પષ્ટ થશે. સર્વથા સર્વનું અધિષ્ટાન પરિબ્રહ્મ—પરમાત્મ સ્વરૂપ ૐકારજ છે. માટેજ તે શ્રોતવ્ય, મંતવ્ય, ને નિદિધ્યાસિતત્વ છે એમ શાસ્ત્રકારો કહે છે.

કર્ત્તા

તેથી જે આ ૐ અક્ષર છે. આ ૐ અક્ષર બ્રહ્મનું પ્રતીક હોવાથી અમૃત તથા અભય છે. તેમાં પ્રવેશ કરીને તે અક્ષરને તે અક્ષરનુ બ્રહ્મ બુદ્ધિવડે ધ્યાન કરીને દેવો અમર થયા છે, તથા અભય થય છે." એ પ્રમાણુ પ્રણુવને અક્ષર બ્રહ્મરૂપે વર્ણુવે છે.

એ અક્ષર બ્રહ્મ સ્વરૂપ પ્રણુવની ત્રણુ માત્રાઓ, અકારાદિ-વર્ણુ માત્રમાં વ્યાપિ રહેલી છે. જે પ્રણુવનું સર્વ વ્યાપિત્વ સિદ્ધ કરે છે. તે વ્યાપકત્વ જાતિ વિશિષ્ઠતા સગુણ બ્રહ્મની હોઇને સગુ-ણુ બ્રહ્મથી પ્રણુવનો અભેદ હોવાથી, પ્રણુવને અક્ષર બ્રહ્મરૂપે કહેલ છે. એટલુંજ નહીં કિન્તુ પ્રણુવના સપ્ત વિભાગો આર્યશાસ્ત્રકારોએ પાડયા છે. જે ન્યુન અધિક અંશે વ-ર્ણુ ને અંક માત્રમાં વ્યાપિ રહેલછે. એટલે કે તે માત્રાનાજ અક્ષર-અને અંક બન્યા છે, તેમજ ચતુર્વિધ ખાંણુ(યોનિ) પણુ તેનીજ બ-નેલી છે. તેની ખાત્રી કરવી હોયતો પૂજયપાદ મહાત્મા શ્રીમન્ ન-થ્થુરામજી મહારાજ રચિત પ્રણુવ વિસ્તારપટ્ટ જોવું. તેમાં આ પાસે-ની આકૃતિમાં જણાવ્યા પ્રમાણે સાત નોખા નોખા વિભાગ પાડી

ૐ

તેમાંથી સર્વ ચર, અચરની ઉત્પત્તિ કેવી રીતે થઇ છે તે સમજાવ્યું છે. જે માન્યતા પ્રણુવનું અક્ષર માત્રમાં વ્યાપિ રહેવાપણું સિદ્ધ કરે છે.–તે અક્ષર, બ્રહ્મની સ્પષ્ટ સમજ આપવામાં ઉપકારક છે.

**પ્રણુવ** એ બ્રહ્મનું પ્રતીક સ્વરૂપ હોવાથી તેના અનંત–અપાર રહસ્યનું માપ દેવ, મનુષ્યાદિ કોઇપણ માપી શકેજ નહીં, તથાપિ સપ્રમાણ શાસ્ત્રને આધારે તથા સંત પુરૂષોદ્વારા જે કાંઈ યત્કિંચિત પ્રાપ્ત કર્યું છે તે, આ ચાલતા પ્રસંગે અત્યાવશ્યક જાણીને નીચે જણાવવા યત્ન કર્યો છે.

પ્રણુવની આકૃતિ **अ, उ, म,** અર્ધ માત્રા અને પૂર્ણુ સઘન-બિંદુ મળી થએલી છે. વિચારવંત સાધક અથવા સિદ્ધ ઉભયને માટે આ સંપૂર્ણુ છે. અધિકારી જેમ જેમ એના વિચારના સૂક્ષ્મ પ્રદેશમાં ઉંડો ઉતરતો જાય છે, તેમ તેમ તેની અગાધ શકિત આ-ગળ વૃત્તિ ગળી જાય છે, એટલુંજ નહીં પણુ આગળ વધતાં વિ-રામ પામી જાય છે, કારણુકે પોતે અસ્તિ–ભાતિ–પ્રિય સ્વરૂપ હો-વાથી આ દૃશ્ય કે અદ્રશ્ય જગતની યત્કિંચિત્ નામરૂપાત્મક વસ્તુ તે-માંથી ઉત્પન્ન થઈ છે. તે એવી રીતે કે પ્રણુવની પ્રથમની ત્રણુ

માત્રા, ત્રણ ગુણરૂપે હોવાથી, આ ત્રણ ગુણમયી વિશ્વરચનાનું મૂળ કારણછે, અને અર્ધ માત્રા એ ગુણત્રયની સામ્યાવસ્થારૂપ હોવાથી મૂળ **માયા અથવા મૂળપ્રકૃતિ** રૂપ છે. અને તે ઉપરનું બિંદુ એ બ્રહ્મવાચક છે. અર્થાત્ આ ત્રિગુણી માયા પ્રત્યેક વસ્તુ રૂપે થઈ, ભિન્ન ભિન્ન સ્વરૂપમાં વહેંચાયલી દૃષ્ટિયે આવે છે. તે પ્રથમ મૂળ માયારૂપે હતી. અને જે કાળે સત્—ચિત્—આનંદ સ્વરૂપ માત્રજ વિલસી રહ્યું હતું તે અદ્વિતીય બ્રહ્મતત્ત્વ " હું એક છઉં તે બહુ રૂપે થાઉં " એવું ઈક્ષણ કર્યું ત્યારે તે મૂળમાયા-અર્ધ માત્રા રૂપે પ્રણવમાં રહેલી દૃષ્ટિયે આવે છે તેમાં ફળોન્મુખ થએલા અનંત સંસ્કારો બીજરૂપે રહ્યા હતા, તે તે મૂળમાયાને લઇને એટલે અર્ધ માત્રાના સદ્‌ભાવે ત્રણ ગુણ રૂપ—અંકુરરૂપને પામ્યા. અને તે અંકુરો કાળે કરીને વૃદ્ધિ પામી વિશ્વસ્વરૂપ થયા.

**પ્રણવમાંથી માયા, અવિદ્યા, તથા, તમઃ પ્રધાનાની ઉત્પત્તિની સમજ-પહેલી.**

પ્રણવની અર્ધ માત્રારૂપા મૂળમાયા-મૂળપ્રકૃતિ ત્રિગુણની સામ્યાવસ્થા સ્વરૂપે **અવ્યકતા** કહેવાય છે. તે માયા જયારે વ્યકત રૂપા થાય છે ત્યારે તેની ત્રિવિધ અવસ્થા થાય છે. પ્રથમ શુદ્ધ સત્વ પ્રધાના માયા, બીજી મલિન સત્વ પ્રધાના માયા જેને **અવિદ્યા** કહેવામાં આવ છે તે, અને ત્રીજી **તમઃ પ્રધાન માયા.** માયાની પ્રથમની વ્યકત અવસ્થા જે શુદ્ધ સત્વ પ્રધાન માયા છે. તે માયા ઇશની ઉપાધિ છે અથવા માયા છે ઉપાધિ જેની એવી ઇશ કોટી છે. અને મલિન સત્વ પ્રધાન માયા-અવિદ્યા છે તે જીવની ઉપાધિ છે અથવા અવિદ્યાછે ઉપાધિ જેની એવી જીવ કોટી છે. ત્રીજી અવસ્થા જે તમઃ પ્રધાન માયા તે છે ઉપાધિ જેનો એવું જડાત્મક પાંચ ભૌતિક જગત છે. એ પ્રમાણે પ્રણવમાંથી અવ્યકતા મૂળમાયા, તેજ પુનઃ વ્યકત થતાં માયા, અવિદ્યા ને તમઃ પ્રધાના માયા એ અનુક્રમે પ્રત્યેક **ઇશ, જીવ,** ને **જગત્‌ની** ઉપાધિ છે.

કર્તા.

---

**ટિપ્પની**—માયા ઉપાધિવાળું ચૈતન્યરૂપઇશ તે **સર્વજ્ઞ**; અને અવિદ્યાની ઉપાધિવાળું જીવરૂપ ચૈતન્ય તે **અલ્પજ્ઞ.**

એ સમગ્ર વિવરણમાં બ્રહ્મ, નિરપેક્ષ સત્તાત્મક છે, અને અન્ય સમસ્ત તત્ત્વો સાપેક્ષ સત્તાત્મક છે,

**પ્રણવરૂપ બ્રહ્મમાંથી ત્રણ પાદોની ઉત્પત્તિની સમજ બીજી.**

પ્રણવમાં જે ત્રણ પાદોની કલ્પના કરી છે, તે શિષ્યનિષ્ઠ અજ્ઞાનની નિવૃત્તિ માટે અવસ્થા ભેદે બ્રહ્મનાં ત્રણ પાદોની કલ્પના કરી છે. માટે એક વસ્તુનું ત્રણ ભેદે સ્વરૂપ સમજાવવાથી તેનું વાસ્તવિક સ્વરૂપ યથાર્થ રીતે સમજવામાં આવે છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ શુદ્ધ કાચ ઉપર, તે શુદ્ધ કાચ ઉપર પડેલા પ્રતિબિંબનું પુનરાવર્તન ધાતુના ચકચકિત પત્રા ઉપર, અને તે પત્રાપરના પ્રતિબિંબનું પુનરાવર્તન પૃથ્વી ઉપર થાય છે, તેમજ પ્રણવના મૂળ સ્વરૂપ ભૂત બિંબનું પ્રતિબિંબ સમષ્ટિ કારણોપાધિ મૂળ માયામાં પડયું જેને અંતર્યામી અથવા **ઈશ્વર**; તે માયોપહિત ચૈતન્યનું પુનરાવર્તન સમષ્ટિની સૂક્ષ્મ-ઉજ્વળ ઉપાધિમાં પડયું, જેને **હિરણ્યગર્ભ** અથવા સૂત્રાત્મા, ને ત્યાંથી પુનઃ પુનરાવર્તન સમષ્ટિની ઉજ્વળ સ્થુળ ઉપાધિમાં પડયું તેને **વિરાટ,** એવી સંજ્ઞાથી ઉપનિષદોમાં વ્યવહાર કરેલો પ્રતીત થાય છે.

**પ્રણવમાંથી જીવનાં ત્રણ પાદોત્પત્તિની સમજ ત્રીજી.**

બિંબરૂપ પ્રણવનું પ્રતિબિંબ અવિદ્યારૂપ કારણોપાધિમાં પડયું તેનું નામ **પ્રાજ્ઞ,** તે વ્યષ્ટિ સૂક્ષ્મોપાધિમાં પુનરાવર્તન તે **તૈજસ,** અને તેનું પુનઃપુનરાવર્તન વ્યષ્ટિ સ્થુળોપાધિમાં થયું તે **વિશ્વ** કહેવાય છે. **અર્થાત** અવિદ્યોપહિત જીવનું પ્રથમ પાદ તે વિશ્વ, બીજું તૈજસ, ને ત્રીજું પ્રાજ્ઞ. એની સ્પષ્ટ સમજ માટે પૂર્વોક્ત સૂર્યનું અને કાચનું દૃષ્ટાન્ત સમજમાં લેવું.

**પ્રણવની માત્રાઓથી ઈશ્વર તથા જીવનાં ત્રણ ત્રણ પાદોની**

આત્માનો પ્રથમ પાદ વિશ્વની, અને ઇશ્વરનો પ્રથમ પાદ વિરાટની, ૐકારની પ્રથમ માત્રા **અ**કારથી એકતા, જીવના બીજા પાદ તૈજસ, અને ઇશ્વરના બીજા પાદ સૂત્રાત્માની ૐકારની બીજી માત્રા **ઉકારથી** એકતા, જીવના ત્રીજા પાદ પ્રાજ્ઞ અને ઇશના ત્રીજા પાદ અંતર્યામી અથવા ઇશ્વર,

**ઐકયતાની સમજ-ચોથી.** તેની ઉકારની ત્રીજી માત્રા **મ**કારથી એકતા છે.

વિરાટ એટલે સમષ્ટિ સ્થૂળ ઉપાધિ સહિત જે ચૈતન્ય છે તે બ્રહ્મનું **પ્રથમપાદ** છે, અને આત્માનું પ્રથમ પાદ વ્યષ્ટિ સ્થૂળ ઉપાધિનો અભિમાની વિશ્વરૂપ છે, તે સહ અભેદ જાણી તેમાં તેનો લય કરવો. તે વિરાટનાં સાત અંગ છે. સત્યલોક મૂર્ધા, સૂર્ય તેનું નેત્ર, વાયુ પ્રાણ, આકાશ દેહનો મધ્યભાગ, સપ્તસિંધુ કુક્ષી, અગ્નિ મુખ, ને પાદ પૃથી છે. તે સાત અંગ વિરાટ (વૈશ્વાનર)

**ઇશ્વરનાં પાદોની આત્માનાં ત્રણ પાદો સાથે એકતાની સમજ પાંચમી**

નાં છે. એ વિરાટ વિશ્વરૂપ હોવાથી વિશ્વનાં પણ સાત અંગ છે. ઓગણીશ મુખ છે. ચાર અંતઃકરણ, પંચપ્રાણ, ને દશ ઇંદ્રિયો મળી ઓગણીશ છે. આ વિશ્વનો વિરાટમાં લય કરવો. કારણકે વિરાટ અને વિશ્વનો સમષ્ટિવ્યષ્ટિરૂપ જડ ઉપાધિ હોવાથી એકરૂપ છે. હિરણ્યગર્ભ ને તૈજસને પણ એકરૂપ જાણી લય કરે. કેમકે હિરણ્યગર્ભ સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિવાળા હોવાથી બ્રહ્મનું **બીજુંપાદ** છે, તેમ તૈજસ વ્યષ્ટિ સૂક્ષ્મ ઉપાધિવાળો હોવાથી આત્માનું બીજું પાદ છે. તે હિરણ્યગર્ભમાં તૈજસનો લય કરે. ઇશ્વર જે અવ્યાકૃતરૂપ કારણ ઉપાધિવાળા છે, તે બ્રહ્મનું **ત્રીજુંપાદ** છે, તે ઇશ્વરમાં વ્યષ્ટિ અજ્ઞાન રૂપ ઉપાધિ વા પ્રાજ્ઞનો લય ચિંતવે.

જાગૃતના અભિમાની વિરાટરૂપ વિશ્વમાં ૐકારના **અ**કારનો અભેદ જાણી લય કરે. તેમ સ્વપ્નના અભિમાની હિરણ્યગર્ભરૂપ તૈજસનો ૐકારનું બીજું પાદ જે **ઉ**કાર છે તેમાં અભેદ જાણી લય કરે. તેમ સુષુપ્તિ અભિમાની ઇશ્વર રૂપ પ્રાજ્ઞનો ૐકારનું ત્રીજું પાદ **મ**કાર છે તેમાં લય કરે. અને તે **મ**કારનો ચિદ્દ્ઘન પરમાત્મામાં લય કરે. સારાંશકે આવું એક બીજી માત્રામાં લય કરેલું ચૈતન્ય, એકરૂપ થવાથી અભેદનું ભાન થાય છે. ને

**આત્માનાં ત્રણ પાદોની, ૐકારના ત્રણ પાદો સહ એકતાની સમજ છઠ્ઠી.**

ત્યારે વિચારૂપ તુર્યપદ પ્રકાશે છે. જે અવિચળ-અખંડાનંદમાં લિન કરે છે.

**પ્રણવની સર્વ માત્રાઓનો અનુક્રમે એક બીજીમાં લય કરવાથી થતી ફળ પ્રાપ્તિનું વર્ણન.**

આત્માનાં ત્રણ પાદો સાથે પ્રણવનાં ત્રણ પાદોની એકતા જાણવાથી થતી ફળ પ્રાપ્તિ વિષે, માંડુક્ય ઉપનિષદમાં નીચે પ્રમાણે જણાવ્યું છે.

આત્માના પ્રથમ પાદરૂપ વિશ્વાભિમાની સાથે પ્રણવની પ્રથમ માત્રારૂપ **અ**કારનો અભેદ જે જાણે છે તે સર્વ ભોગને પામે છે. સૂક્ષ્મ ઉપાધિવાળા તૈજસ નો અને પ્રણવની બીજી માત્રા **ઉ**કારનો અભેદ જે જાણે છે તેની શિષ્ય પરંપરામાં કોઇ અબ્રહ્મવેત્તા થતો નથી. કારણ ઉપાધિવાળા પ્રાજ્ઞનો અને પ્રણવની બીજી માત્રા **મ**કારનો અભેદ જે જાણે છે તે કારણરૂપ થવાની સાથે સર્વને યથાર્થ જાણે છે. એવી રીતની અપરમાર્થ સ્વરૂપ ત્રણે અવસ્થા તથા ત્રિવિધ ભોગનું અભિમાન ત્યજી દઇ જીવનું ચતુર્થાવસ્થા તુર્યાનું સ્વરૂપ જે જાણે છે, તે આનંદરૂપ–પરમપદમાં વિરામે છે.

**પ્રણવનું આધ્યાત્મિક સ્વરૂપ.**

પૂર્વે કહી ગયા પ્રમાણે વિશ્વની સ્થુળોપાધિનો, વિરાટની સ્થુળોપાધિ જોડે વૈરાગ્યદ્વારા સંબંધ જોડી, તૈજસની હિરણ્યગર્ભ સાથે એકતા કરવા માટે, **પ્રાણાયામ** આદિ પ્રક્રિયાઓ કરવાની અત્યાવશ્યકતા યોગના ગ્રંથોમાં વર્ણવી છે. વ્યષ્ટિ સ્થૂળ શરીરાભિમાની આત્માના પ્રથમ પાદનો સમષ્ટિ સ્થૂળ શરીરાભિમાની **વિરાટના** પ્રથમ પાદ જોડે સંબંધ વૈરાગ્યદ્વારા થાય છે. અને વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરાભિમાની તૈજસનો, સમષ્ટિ સૂક્ષ્મ શરીરાભિમાની હિરણ્યગર્ભ સાથેની એકતા પ્રાણાયામ આદિની પ્રક્રિયા દ્વારા થાય છે. એ ક્રિયા ખરેખરી જાણવા જેવી છે. કારણકે તૈજસની ક્રિયાકારક વ્યાપકતા વિશ્વ કહેવાય છે. અને હિરણ્યગર્ભની ક્રિયાકારક વ્યાપકતા તે વિરાટ કહેવાય છે. તે બેનો સંબંધ સત્યાસત્યની વિવેકબુદ્ધિથી થઇ શકે છે. પણ તૈજસ અને હિરણ્યગર્ભનો સંબંધ જે પ્રાણાયામ આદિ ક્રિયા દ્વારા થવાનું ઉપરમાં દર્શાવ્યું છે તે અતિ સૂક્ષ્મ હોઇને, તેનું ભાન થએથી નિર્વાણપદમાં વિરામવાના દ્વાર રૂપ છે. પ્રસ્તુત વિષયને વિશેષ વિસ્તારથી લખવાની આવશ્યકતા એટલા માટે સ્વીકારી છે. અને પ્રણવની બીજી માત્રા **ઉ**કારરૂપ તૈજસ-પ્રાણ તત્વની હિરણ્યગર્ભ–ઇશ્વર તત્વની સાથે એ-

કતા કેવી રીતે થાય છે તેનું વિવેચન હવે કરવામાં આવે છે તે જાણેથી બીજું જાણવાપણું રહેતું નથી; જે પામેથી બીજું પામવાપણું રહેતું નથી.

**તૈજસ અને પ્રાણતત્વની એકતાની સમજ**

આ શરીરમાં મસ્તકથી મૂળાધાર ચક્ર સુધી જનારી, મેરૂ દંડમાં રહેનારી, પ્રથમ નાડી **સુષુમ્ણામાં** વિશેષ સત્તાથી; અને બીજી નાની નાની શાખાઓરૂપ નાડીઓમાં સામાન્ય સત્તાથી વ્યાપી રહેલું, ટુંકામાં જ્ઞાન અને ક્રિયાશક્તિના આધારભૂત તથા સર્વાંગમાં વ્યાપી રહેલું એવું ચૈતન્ય સહિત પ્રાણતત્વ તેજ તૈજસ. જે તૈજસ તત્વ વ્યષ્ટિમાં અતિ સૂક્ષ્મ રીતે વ્યાપિ રહેલું છે. તે પ્રાણતત્વ ઉર્ફે તૈજસ તત્વની સમષ્ટિ બ્રહ્માંડમાં સૂક્ષ્મ રિતે વ્યાપક હિરણ્યગર્ભની સાથે યથાવિધિ ગુરૂપદિષ્ટ રિત્યા પ્રાણાયામ કરવાથી એકતા થાય છે. તે બરાબર આસન સાધી યથાક્રમ મૂળબંધ, જાલંધરબંધ, ને ઉડ્ડીયાનબંધ સહિત પ્રાણાયામનો પૂર્ણ અભ્યાસ સિદ્ધ થએ અનુભવ થાય છે ને આનંદ આવે છે એવું યોગતત્વવેત્તાઓ વદે છે. તેનું દિગ્દર્શન નિચે પ્રમાણે છે.

**પ્રાણાયામથી થતી પ્રાણતત્વની અને હિરણ્યગર્ભની એકતાનું જ્ઞાન.**

**પ્રાણાયામના** અભ્યાસમાં પ્રાણાયામની ગતિનો કુંભક દ્વારા નિરોધ થવાથી કુંડલીનીનું ઉત્થાન થાય છે, ને તૈજસની-પ્રાણતત્વની બાહ્ય પ્રવૃત્તિ બંધ પડી તે સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. તદ્ અંતર્ગત અનુક્રમે ષટ્ ચક્રોનું ભેદન કરી, ઉર્ધ્વ ગતિથી બ્રહ્મરંધ્રમાં આવેલા સહસ્રદલ કમલમાં વિરાજતા હિરણ્યગર્ભની સાથે એકતારૂપ સમાધિ થવાથી પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

**પ્રણવના જ્ઞાનના પરિણામે થતો અદ્વૈત તત્વાનુંભવ.**

એવી એકાગ્રતા કરતાં-આગળ વધતાં સુષુપ્તિ અવસ્થાના અભિમાની પ્રાજ્ઞનો ને અંતર્યામી જે પ્રણવનું ત્રીજું પાદ છે તેમાં તે સર્વેની એકતા થવાથી સર્વનું મૂળ કારણ **अ**માત્રનુ અપરોક્ષ થાય છે. અને તે સર્વે અધ્યારોપનો અપવાદ કરે છે ત્યારે તે એકરસ, અદ્વૈત, બ્રહ્મતત્વનો અનુભવ ક-

રે છે. તેને નિર્વિકલ્પ સમાધિ કહે છે. એજ બ્રહ્મતત્વને, અવ્યવહાર્ય, પ્રપંચોપશમ, શિવ, અદ્વૈતરૂપે શ્રુતિ ભગવતી કથે છે. જે સત-ચિત્ત-આનંદઘન, સત્તારૂપે, સર્વત્ર સ્થિત છે. તેનો ઉપાસક પણ તદ્‌વત્-તદ્રુપ બની જાય છે. પોતે અહં પણાના પેલાંનો, વર્તમાનકાળનો સાક્ષી અખંડાનંદ સ્વરૂપ પરમાત્માના સ્વરૂપનો અનુભવાર્થી બની જાય છે. જેને તુર્યાતિત અવસ્થા કહેવામાં આવે છે - જેને અર્ધ માત્રાની ઉપરના ખુલ્લાપણાના સંકેતથી જણાવેલ છે જે પ્રણવના જ્ઞાનનો-રહસ્યનો અવધિ છે. જે વેદાંત અને પુરૂષાર્થ માત્રની પરાકાષ્ટા છે.

**પ્રણવ-રહસ્યના અનુભવાર્થીને સુચના.**

આવા પરમાનંદ દેનાર પ્રણવના પરમ ઉત્કૃષ્ટ જ્ઞાનનું રહસ્ય જે અનુભવાર્થી અનુભવમાં ઉતારવા અને તજ્જન્ય આનંદ પામવા ઇચ્છા રાખતો હોય તેણે કેવળ આ પુસ્તકના વાકય ઉપરથી પુરૂષાર્થ કરવાનો નથી, પણ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ટ સદ્‌ગુરૂથી દીક્ષા લઇ તેની આજ્ઞાનુસાર બની શકે તો તેમની સમક્ષમાં કે સમિપમાં રહી અભ્યાસ કરી અનુભવમાં ઉતારવા જેવો આ ગહન વિષય છે. કારણ કે આ બ્રહ્મવિદ્યા છે. શુદ્ધ રસાયણ છે. સર્વ વિદ્યાઓમાં આ વિદ્યા સર્વોત્કૃષ્ટ ગૌરવ પદ ધરાવે છે. તેને જાણીને જાણી-અનુભવી તે આનંદમા વિહારી થવું એમાં પણ ઘણું કર્તવ્ય રહેલું છે. તે એ કે— શાસ્ત્રાનુસાર વિવેક, ઇહલૌકિક કે પારલૌકિક ભોગના ત્યાગ પર્યંતનો વૈરાગ્ય, તેમજ શમદમાદિ સાધન સંપત્તિ પ્રાપ્ત કરવાની છે. અને એવો સંપત્તિવાન પુરૂષ આ પુસ્તકનો અધિકારી છે એ પૂર્વે અધિકાર પ્રસંગ પરત્વે કહેવામાં આવ્યું છે તે પ્રતિ સલક્ષ થઇ પ્રણવ મંત્ર જેવા ગહન અને મહત્તાવાળા મંત્રના પ્રયોગમાં પ્રવેશ કરવાનો છે. વળી મંત્ર માત્ર ગુરૂ પરંપરાથી પ્રાપ્ત થયો હોય તોજ ફળપ્રદ થાય છે એવો અનાદિ કાળથી વેદોદિત આચાર પ્રચલિત છે, માટે પ્રણવ એ પણ એક મહામંત્ર હોવાથી તેને પણ પૂર્વોક્ત સદ્‌ગુરૂ દ્વારા દીક્ષા લઇ તેની આજ્ઞાનુસાર ઉપાસના કરવી ઉચિત છે. તે વાત ભૂલવાની નથી.

એવી રીતે પ્રણવમાં રહસ્યરૂપે મૂળમાયા, અવિદ્યા, તમઃ

પ્રધાનો, ઇશ્વર, જીવ, જગત, તથા તે પ્રત્યેકનાં ત્રણ ત્રણ પાદ; તેમનો પ્રણવની માત્રા સાથે થતો અભેદ, તે અભેદ ચિંતનથી થતી ફળપ્રાપ્તિ, તથા તે સર્વ અધ્યારોપનો બિંદુમાં અપવાદ, ને તેમ કરતાં થતી નિઃશ્રેયસ પ્રાપ્તિ પર્યંતનું વિવેચન યથામતિ—યથાશક્તિ કરવામાં આવ્યું. તે શિવાય વિશેષમાં નીચે જણાવેલી બીજી ઘણી બાબતો રહસ્યરૂપે સમાયલી છે તે અધિકારીએ વિચારમાં લઇ અનુભવમાં ઉતારવા જેવી હોવાથી તેમનું વર્ણન નીચે ઉતારવામાં આવે છે. જે દિગ્દર્શન માત્ર છે—પ્રણવરૂપી મહાન્ મહોદધિના એક બિંદુ બરાબર છે-સુખ સરોવરની વા મહાન્ વાયુની એક સ્વલ્પ લેહેરી માત્ર છે.

**પ્રણવનો અન્ય તત્વોથી અભેદ.** વેદાંત પદાર્થ મંજુષામાં પ્રણવ મંત્રનો છાસઠ માત્રાઓથી અભેદ વર્ણવ્યો છે. તે નીચે પ્રમાણે—

૧ **માત્રા**—**અ**કાર, **ઉ**કાર, **મ**કાર.
૨ **ઋષિ**—અગ્નિ, વાયુ, સૂર્ય.
૩ **છંદ**—ગાયત્રી, બૃહતી, ત્રિષ્ટુપ.
૪ **દેવતા**—બ્રહ્મા, વિષ્ણુ, શિવ.
૫ **વર્ણ**—શુકલ, રક્ત, કૃષ્ણ.
૬ **અવસ્થા**—જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ.
૭ **સ્થાન**—ભૂલોક, અંતરિક્ષ, સ્વર્ગ.
૮ **સ્વર**—ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત.
૯ **વેદ**—ઋગ્, યજુઃ, સામ.
૧૦ **અગ્નિ**—ગાર્હપત્ય, આહવનીય, દક્ષિણ.
૧૧ **રૂપ**—પ્રાતઃ, મધ્યાન્હ, સંધ્યા.
૧૨ **કાળ**—ભૂત, ભવિષ્ય, વર્તમાન.
૧૩ **ગુણ**—સત્વ, રજસ, તમસ,
૧૪ **ક્રિયા**—ઉત્પત્તિ, સ્થિતિ, લય.
૧૫ **કાંડ**—કર્મ, ઉપાસના, જ્ઞાન.
૧૬ **શરીર**—વિરાટ, સૂત્રાત્મા, અવ્યાકૃત.
૧૭ **બ્રાહ્મણ**—હોતા, ઉદ્ગાતા, અધ્વર્યુ.
૧૮ **લિંગ**—સ્ત્રી, પુરૂષ, નપુંસક.

૧૯ **સ્વભાવ**–જ્ઞાન, ઐશ્વર્ય, સામર્થ્ય
૨૦ **પ્રજ્ઞા**–બહિર, આંતર, ઘન.
૨૧ **તેજ**–સૂર્ય, અગ્નિ, ચંદ્રમા.
૨૨ **ભોગ**–અન્ન, જળ, ચંદ્રમા.

એ પ્રમાણે **છાસઠ માત્રા** રૂપ પ્રથમની ત્રણ માત્રા **अ, उ, म** માત્રા છે. જેની એકથી છાસઠ માત્રા પર્યંત ઋષિ, મુનિઓએ ઉપાસના કરી છે. અને એ સર્વ સગુણ ઉપાસના કહેવાય છે. પણ પ્રણવની નિર્ગુણ ઉપાસના જે મહામુનિ યાજ્ઞવલ્ક્યે કરી છે તે છાસઠ માત્રાથીપર પરમઆનંદરૂપ–જ્ઞાનરૂપ જે બ્રહ્મ છે તેમની ઉપાસના કરી છે ને પરમસુખને અનુભવી પરમ પ્રેમાસ્પદને પામ્યા હતા. એવી અપરિમિત શકિત પ્રણવમાં રહેલી છે.

**પ્રણવનું પરબ્રહ્મરૂપે વર્ણન.**

પૂર્વે જણાવી ગયા પ્રમાણે વસ્તુમાત્રનું અધિષ્ઠાન ૐકાર છે. અને તેથીજ તે બ્રહ્મરૂપ છે કેમકે બ્રહ્મ, સ્વરૂપથી વિધિમુખે વસ્તુમાત્રનું અધિષ્ટાન છે. અને પ્રણવ તેથી અતિરિક્ત નહોતાં બ્રહ્મરૂપજ છે. તેથી તેનો યથાવિધિ જપ કરનારના ચિત્તને તે પવિત્ર કરનાર છે. અને તેથીજ વેદાંતમાં પ્રણવ જે ૐકાર તે વિષે નીચે પ્રમાણે પ્રતિપાદન કરેલ છે "સર્વ વેદો જે પદને પ્રાપ્તવ્યરૂપે પ્રતિપાદન કરે છે, જે સર્વ તપના પરમ ફલ રૂપ છે, જેને પ્રચ્છનારો પુરૂષ શુદ્ધ બ્રહ્મચર્યને આચરે છે. તે પદ હું તને સંક્ષેપમાં કહું છું. તે પદ **ૐકાર છે**" અને તેથીજ શ્રી ગોડપાદાચાર્યે પ્રણવને સર્વના આદિ–મધ્ય–અંતરૂપ કહ્યો છે. તેમજ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ સ્વમુખે અર્જુન પ્રત્યે કહ્યું છે કે "સર્વસ્વરૂપ પ્રણવ પોતે સાક્ષાત્ સર્વેશ્વર છે. તે સર્વવ્યાપિ ૐકારને જાણીને ધીર પુરૂષ શોક કરતા નથી" વળી પ્રણવ બ્રહ્મ સ્વરૂપ છે તે વિષે છાંદોગ્ય ઉપનિષદ્‌ના પહેલા પ્રપાઠકના ત્રીજા મંત્રમાં કહ્યું છે કે "ૐકાર પૃથિવી આદિ રસોની સંખ્યામાં આઠમો છે. તે આ ૐકાર ભૂત આદિ નવ રસોના અત્યંત સારરૂપ છે, વળી પરમાત્માનું પ્રતિક હોવાથી–પરમાત્માની પેઠે ઉપાસવા યોગ્ય છે. તેમજ પરમાત્મ બુદ્ધિવડે અવલંબન કરવા યોગ્ય છે" આ શ્રુતિ પ્રમાણુ પ્રણવની બ્રહ્મસ્વરૂપની માન્યતાને સવિશેષ સુદ્રઢ કરે

છે. એટલુંજ નહીં કિન્તુ વિશ્વોત્પત્તિનું, તથા વેદનું આદિ કારણ હોવાથી પ્રણુવ બ્રહ્મસ્વરૂપ છે. માટે પ્રણુવ જ્ઞાતવ્ય-પ્રાપ્તવ્ય-મંતવ્ય-નિદિધ્યાસિતવ્ય છે.

એ રીતે પ્રણુવ બ્રહ્મસ્વરૂપ છે એનાં પ્રમાણો ઉપનિષદોમાં તથા સ્મૃતિ આદિમાં અનેક સ્થળે છે. માનવધર્મશાસ્ત્રના બીજા અધ્યાય ના ત્રાસી તથા ચોરાસીમા શ્લોકમાં નીચે પ્રમાણે લખ્યું છે.

" ૐ એ પરબ્રહ્મ છે. એટલે એને જપવાથી પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. ૐકાર તથા વ્યાહૃતિ સહિત ગાયત્રી, ઇશ્વરનું ધ્યાન ધરીને જપ્યાથી મોટા તપનું પૂણ્ય મળે છે "

" હોમ, યાગ આદિ સર્વ વૈદિક ક્રિયા નાશવંત છે. પરંતુ ૐકાર અક્ષર અવિનાશી છે. કારણ કે સકલ વિશ્વનો અધિપતિ જે બ્રહ્મ તેજ આ ૐકાર જાણવો "

એ પ્રમાણેનાં પ્રમાણો ઉપરાંત પ્રણુવની બ્રહ્મરૂપતામાં નીચે લખેલી યુક્તિ પણ સબળ કારણ છે. " અકાર માત્રાના ઉચ્ચારમાં મુખનો સામાન્ય વિકાસ થાય છે, ઉકારના ઉચ્ચારમાં મુખનો વિશેષ વિકાસ થાય છે, અને મકારના ઉચ્ચારમાં મુખ સાવ બંધ થઇ જાય છે; તેથી તે ૐકારના ઉચ્ચારણવડે વિશ્વનાં ઉત્પત્તિ-સ્થિતિને પ્રલય જે માત્ર ઇશ્વરાધિન છે, તેનું સૂચન થઇ જાય છે. ને તે વડે પ્રણુવની ક્રિયા ઇશ્વરની ક્રિયા સદૃશ્ય ઠરે છે "

એ યુક્તિની સાથે સ્વાનુભવ મેળવવાથી છાંદોગ્ય ઉપનિષદ્‌ના ત્રેવીસમા ખંડમાં કહ્યા પ્રમાણે " જગત પરમાત્માનું કાર્ય હોવાથી પરમાત્માથી ભિન્ન નથી, ને પરમાત્મા ૐકારથી ભિન્ન નથી. અને તેથી ૐકારજ આ સર્વ છે. ૐકારજ આ સર્વ છે. " એવો અભેદાનુભવ થઇ રહે છે-અખંડાનંદ વિલસી રહે છે.

**પ્રણુવોપાસન સબંધી ઉપનિષદુક્ત આખ્યાયિકા.** ઉદ્‌ગિથના જ્ઞાતા **શિલક, દાલ્ભ્ય,** ને **પ્રવાહણ** નામના ત્રણ ઋષિઓએ પરસ્પરમાં સંવાદ કરી ઉદ્‌ગિથ એટલે **ૐકાર** એજ સર્વ સ્વરૂપ છે. એવો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો છે.

" શિલક-પ્રશ્ન-ઉદ્‌ગિથનો આશ્રય કોણ ?

દાલ્ભ્ય-ઉત્તર-સ્વર.

શિલક-પ્રશ્ન-સ્વરનો આશ્રય કોણ ?
દાલ્ભ્ય ઉત્તર-પ્રાણ
શિલક-પ્રશ્ન-પ્રાણનો આશ્રય કોણ ?
દાલ્ભ્ય-ઉત્તર-અન્ન.
શિલક-પ્રશ્ન-અન્નનો આશ્રય કોણ ?
દાલ્ભ્ય-ઉત્તર-જલ.
શિલક-પ્રશ્ન-જળનો આશ્રય કોણ?
દાલ્ભ્ય-ઉત્તર-સ્વર્ગ.
શિલક-પ્રશ્ન-સ્વર્ગનો આશ્રય કોણ?
દાલ્ભ્ય-ઉત્તર-સામ.
શિલક-પ્રશ્ન-સામનો આશ્રય કોણ?
દાલ્ભ્ય-ઉત્તર-આકાશ-પરમાત્મા.

આ પરોવરીયાન (ઉત્તરોત્તર પ્રશસ્યતરથી પણ શ્રેયાન્) પરમાત્મા-ઉદ્દગીથ છે તેથી તે અંતરહિત છે. જે આને એમ ઉપાસે છે તે તેનું જીવન ઉત્તરોત્તર વધારેથી પણ અતિ વધારે થાય છે. તે પરમાત્માના લોકને પામે છે.

( ૨ ) **અતિધન્વા, ઉદરસાંડિલ્ય,** પ્રતિ બોલ્યા કે "જ્યાં સુધી તારી પ્રજા ઉદ્દગિથને જાણશે ત્યાં સુધી આ લોકમાં તેમનું અતિ પ્રસિદ્ધ અલૈકિક જીવનોથી ઉત્તરોત્તર વિશિષ્ઠતર જીવન થશે."

( ૩ ) "સાત્વિકી વૃત્તિરૂપ દેવોએ તામસી વૃત્તિરૂપ અસુરોના પરાભવ માટે ૐકારનું ઉપાસન કર્યું હતું એવી આખ્યાયિકા છે."

( ૪ ) "તે ઉપરાંત **આંગિરસ, બૃહસ્પતિ,** ને **આયાસ્ય** ઋષિઓએ પ્રણવને પ્રાણરૂપે સમજી તેનું તે દ્વારા ઉપાસન કર્યું હતું. ને અખંડાનંદનો અનુભવ કરી શકયા હતા."

**પ્રણવની સ્તુતિ.** જગતમાંની સર્વ ભાષાઓના અસંખ્ય શબ્દ રૂપ કલ્પવૃક્ષનું સર્વ સાધારણ એવું એક મૂલ બીજ હોય, કિંવા સમસ્ત બ્રહ્માંડ અને તેમાંની સંપૂર્ણ રચનાઓમાં જો કોઈ એક સારભૂત, મૂલ રૂપ અને અવ્યભિચારી એવું તત્વ હોય તો તે આ પ્રણવ છે. સર્વ વૈદિક

તથા તાંત્રિક મંત્રોમાં " ૐ "નું પ્રથમ ઉચ્ચારણ કરીને મંત્ર, જપ, પ્રયોગ કરવામાં આવે છે.

પ્રણવની સ્તુતિ–વાચક કૃષ્ણ યજુર્વેદીય તૈત્તિરીયોપનિષદ્‌ની અન્તર્ગત આઠમા અનુવાકમાં જણાવ્યું છે કે—

" ૐ એ બ્રહ્મ છે. ૐ એ આ સર્વ છે. ૐ એ આ અનુકરણ પ્રસિદ્ધ છે. વળી હે આગ્નીધ્ર ! સંભળાવ. ૐ એમ અધ્વર્યુ ઓ સંભળાવે છે. ૐ એમ સામોને ગાય છે, ૐ **સોમ** એમ શાસ્ત્રો ભણે છે . ૐ એમ અધ્વર્યુ પ્રતિગ્રહને ભણે છે. ૐ એમ બ્રહ્મા પ્રેરે છે, ૐ એમ અગ્નિ–હોત્રપ્રતિ અનુજ્ઞા આપે છે. બ્રાહ્મણ પ્રવચનમાં ( બ્રહ્મયજ્ઞના આદિમાં ) ૐ એમ કહે છે. બ્રહ્મને પામું એમ ઇચ્છતો છતો બ્રહ્મનેજ પામે છે "

અથર્વવેદિય માંડુકયોપનિષદના છઠ્ઠા મંત્ર ઉપર ભગવાન ગૌડપાદાચાર્યે કરેલી કારિકાના ૨૪ થી ૨૮ સુધીના મંત્રોમાં ૐકારની નીચે પ્રમાણે સ્તુતિ કરેલી છે.

" પાદો માત્રાઓ છે એમાં સંશય નથી. તેથી ૐકારને પાદથી જાણે. ૐકારને પાદથી જાણીને કાંઇ પણ વ્યવહારીક બીજું ચિંતવન ન કરે "(૨૪)

" પ્રણવ નિર્ભયરૂપ બ્રહ્મ છે. તેથી ૐકારમાં ચિત્તને જોડે. ૐકારમાં નિત્ય જોડાયલાને કદીપણ ભય નથી " (૨૫)

" પ્રણવજ અપર બ્રહ્મ છે. અને પ્રણવજ પરબ્રહ્મ છે. પ્રણવ અપૂર્વ, અનંતર, અબાહ્ય, અનપર અને અવ્યય છે " (૨૬)

" સર્વનો આદિ તથા મધ્ય તેમજ અંત પ્રસિદ્ધ પ્રણવજ છે. એ પ્રમાણે પ્રસિદ્ધ પ્રણવને જાણ્યાથી તે પછી આત્મભાવને પામે " (૨૭)

" સર્વના હૃદયમાં સ્થિત ઇશ્વરરૂપ પ્રસિદ્ધ ૐકારને સર્વ વ્યાપિ જાણે. બુદ્ધિમાન એવી રીતે ૐકારને જાણીને શોક કરતો નથી " (૨૮)

માંડુકયઉપનિષદ પ્રથમ મંત્રમાં નીચે પ્રમાણે કહ્યું છે.

" ૐ આવી રીતનો આ અક્ષર આ સર્વ છે. તેનું ઉપવ્યાખ્યાન જાણવા યોગ્ય છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન આ સર્વ

ૐકારજ છે. અને અન્ય ત્રણ કાળથી ભિન્ન છે. તે પણ ૐકારજ છે ”

કૃષ્ણ યજુર્વેદિય કઠોપનિષદની બીજી વલ્લીના સોળમા તથા સત્તરમા મંત્રમાં ૐકારની આ પ્રમાણે સ્તુતિ કરેલી છે.

“ આ પ્રસિદ્ધ અક્ષરજ અપરબ્રહ્મ છે. અને આ પ્રસિદ્ધ અક્ષરજ પરબ્રહ્મ છે. આ પ્રસિદ્ધ અક્ષરનેજ ઉપાસીને જે જેને ઇચ્છે છે તેનું તે થાય છે ” (૧૬)

“આ આલંબન શ્રેષ્ટ છે. આ આલંબનપરછે. આ આલંબનને જાણીને બ્રહ્મલોકમાં પૂજ્ય થાય છે ” (૧૭)

છાંદોગ્ય ઉપનિષદના પ્રથમ ખંડના પ્રથમ પ્રપાઠકના નવમા મંત્રમાં નીચે દર્શાવ્યા પ્રમાણે સ્તુતિ વદી છે.

“ તે ૐ વડે ત્રણ વિદ્યા ( ત્રણવેદમાં કહેલ ) સોમ યાગરૂપ કાર્ય પ્રવર્તે છે. ૐ એવું અધ્વર્યુ આશ્રવણ કરાવે છે. ૐ એમ હોતા પ્રસંશા કરે છે. તે કર્મ આ અક્ષરની પૂજા માટે જ છે. આ અક્ષરના મહિમા વડે ને રસવડે કર્મ પ્રવૃત થાય છે. ”

**પ્રણવોપાસનથી થતી ફળપ્રાપ્તિ વિષે શ્રુતિ સિદ્ધ પ્રમાણો.** પ્રણવના જપ તથા ધ્યાન આદિ કરવાથી થતી ફળપ્રાપ્તિ માટે અથર્વવેદિય પ્રશ્નોપનિષદના પાંચમા પ્રશ્નમાં નીચે પ્રમાણે અવતરણ કરેલું છે.

પ્રશ્ન—

**શિબિના** પુત્ર **સત્યકામ પીપ્લાદને** પુછતા હવા કે—હે ભગવન્ ! મનુષ્યોમાં જે મરણ પર્યંત પ્રણવનું પ્રસિદ્ધ એવું—અદ્‌ભૂત જેવું અભિમુખ વૃત્તિથી ધ્યાન કરેછે તે તે વડે પ્રસિદ્ધ કીયા લોકને પામે છે. ?”

**ઉત્તર.**

તેના પ્રતિ ભગવાન **પિપ્લાદ** મુનિ બોલ્યા કે “ હે સત્યકામ! આ જે પરબ્રહ્મ અને અપરબ્રહ્મછે તે ૐકારજછે. તેથી એમ જાણનાર આશ્રયવડેજ એમાંના એકને પામે છે. ” (૨)

“ તે જો એક માત્રાનું ધ્યાન કરે છે તો તે વડેજ સાક્ષાત્કારવાળો થયો હતો, શીઘ્રજ પૃથ્વિમાં મનુષ્ય શરીરને પામે છે. કા-

આઓ તે સાધકને મનુષ્ય શરીરને પ્રાપ્ત કરેછે. તે ત્યાં તપવડે બ્રહ્મચર્યને અને શ્રદ્ધા વડે સંપન્ન થયો સતોવિભૂતિને અનુભવે છે." (૩)

" પુનઃ જો બીજી માત્રાનું ધ્યાન કરે છે તો તે મનમાં આત્મભાવને પામે છે. તે યજુર્વેદ વડે અંતરિક્ષરૂપ ચંદ્ર લોકને પામે છે. તે ચંદ્ર લોકમાં વિભૂતિનો અનુભવ કરીને પુનઃ જન્મ પામે છે " (૪).

જે પુનઃ ત્રણ માત્રારૂપ ૐકાર એવા એજ અક્ષરવડે અપર પુરૂષનું સારી રીતે ધ્યાન કરે છે તે તેજોરૂપ સૂર્યમાં પ્રાપ્ત થાય છે. જેમ સર્પ ત્વચાથી મોકળો થાય છે, તેમ સામવડે ઉંચે બ્રહ્મલોકમાં જાય છે. તે અપર જીવથી પરપુરીમાં સ્થિત પુરૂષને જુએ છે. તેમાં આ બે શ્લોકો છે. " (૫).

" ઋચ ઓ વડે આ ને, યજુષાઓ વડે અન્તરિક્ષને, સામોવડે જેને વિધાવાળા જાણે છે તેને પામે છે. તેને ( ત્રિવિધ લોકને ) ૐકાર રૂપ સાધન વડેજ વિદ્વાન પામે છે. જે શાંત, અજર, અમર, અમૃત અભય, ને પર છે તેને પણ ૐકાર રૂપ સાધન વડેજ વિદ્વાન પામે છે." (૬)

છાંદોગ્ય ઉપનિષદના પહેલા પ્રપાઠકના આઠમા મંત્રમાં આ પ્રમાણે છે.

" તે પ્રસિદ્ધ ૐ અક્ષરજ અનુમતિ છે. કેમકે જે કાંઇ અનુમતિ આપે છે તે ૐ છે એમજ કહે છે. જે અનુજ્ઞા છે તે આજ સમૃદ્ધિ છે. કારણકે અનુજ્ઞા સમૃદ્ધિરૂપ મૂળ વાળી છે. તેથી ૐકાર સમૃદ્ધિ રૂપ ગુણવાળો છે. જે એમ જાણીને ૐકાર રૂપ અક્ષરને ઉપાસે છે તે નિશ્ચય યજમાનોની કામનાઓની સમૃદ્ધિનો કર્ત્તા થાય છે. " (૮)

એજ ઉપનિષદમાં નીચે દર્શાવેલી ચાર સબળ સ્તુતિ પ્રણવ વિષે છે.

" જેમ માછીમાર છીછરા જળમાં માછલાને તે લોહ કંટકાદિ વડે પકડી શકાય એમ છે એવી રીતે જુએ છે, તેમ મૃત્યુ (પાપ) તે (દેવો) ને તે ઋગ્, યજુષ, અને સામ સંબંધી કર્મમાં પણ તેઓને કર્મ ક્ષયના ઉપાય વડે પકડી શકાય એવા છે એમ જુએ

છે. તેથી તેઓ વૈદિક કર્મ વડે શુદ્ધ ચિત્તવાળા થએલા હોવાથી મૃત્યુએ કરવા ઇચ્છેલાને જાણીને, ઋગ્, યજુષ, ને સામ સબંધી કર્મથી નિવૃત્ત થઇને, અમૃત તથા અભયગુણવાળા ૐકાર રૂપ સ્વરમાંજ પ્રવેશ કરતા હવા. ૐકારની ઉપાસનામાં તત્પર થતા હવા."

"દેવોની પેઠે અન્ય જે કોઇ આ ૐ અક્ષરને એવી રીતે અમૃત અભયવ ગુણવાળો જાણતો છતો ઉપાસે છે, તે આ અક્ષરને સ્વરૂપ અમૃત તથા અભય પ્રતિજ પ્રવેશ કરે છે અને તેમાં પ્રવેશ કરીને દેવો જે અમૃતવાળા થયા તે અમૃતવાળો થાય છે."

"હવે પ્રસિદ્ધ જે ૐકાર છે તે ઋગ્વેદિઓનો પ્રણવ છે. અને જે તેઓનો પ્રણવ છે તે છાંદોગ્યમાં ૐ છે. આ આદિત્યજ ૐ છે, તથા આદિત્યજ ઋગ્વેદાદિનો પ્રણવ છે. કારણ કે ગમન કરતા આ સર્વ પ્રાણીઓની પ્રવૃતિ માટે ૐકાર અનુમતિ આપતા છતાં ગમન કરે છે."

એ પ્રમાણે શ્રુતિ સિદ્ધ પ્રમાણોથી પ્રણવની સ્તુતિ કરાયલી છે. જે બુદ્ધિમાન પુરૂષ, પ્રાપ્ત મનુષ્ય દેહની દુર્લભતાને, તથા તેવાં અસંખ્ય શરીરો જે બ્રહ્માંડમાં રહ્યાં છે તેવાં અનંત બ્રહ્માંડોના સર્જનારને તેની અપરિમિત શક્તિને સમજવા યત્ન કરે છે, અને તેને ઓળખી-સમજી, દુઃખની આત્યંતિકી નિવૃત્તિ, તેમજ પરમાનંદની પ્રાપ્તિ સારૂ સતત્ આગ્રહી છે; તેવા મુમુક્ષુ અધિકારીઓ માટે જો કે અનેક માર્ગ તત્વવેત્તાઓએ નિર્માણ કરેલા છે, તે સર્વમાં પ્રણવ જે ૐકાર તે એક સર્વોત્કૃષ્ટ પદ ભોગવે છે. એટલુંજ નહીં કિન્તુ તેની ઉપાસનાની, મહત્તાની, અપૂર્વતા સર્વ સ્થળે ઉચ્ચત્તમ પદે ગણાયલી તથા મનાયલી છે. અને એવી એ વિષયના જ્ઞાનીઓની અનુભવ સિદ્ધ સમજ, જે મોક્ષાર્થીના સમજવામાં આવી છે, તે મોક્ષાર્થી ૐકારને બ્રહ્માભિન્ન સ્વિકારીને તે પરાયણ થાય છે. કારણકે જેમ જળથી ભિન્ન સમુદ્રનું કાંઇ લક્ષણ છે નહીં, જેમ ઉષ્ણતા તથા પ્રકાશથી ભિન્ન અગ્નિનું કાંઇ સ્વરૂપ છે નહીં; તેવી રીતે પ્રણવ જે ૐકાર તેથી બિન્ન વિશ્વ કે વિશ્વેશ્વર એમનું સ્વરૂપ પણ છે નહીં. જેમ ૐકાર બ્રહ્માભિન્ન છે, તેમજ દશ્ય વિશ્વ પ્રપંચ માત્રનું આદિ કારણ છે. તેમાં વાસ્તવિક રીતે ગુણ ગુણી ભાવ,

તેમજ ન્યાયવાળાનો સમવાય સબંધ કે યોગવાળાનો સંયુક્ત સબંધ પણ નથી. સર્વથા ૐકાર એ સત્-ચિત્-આનંદ ઘન છે.

**ઉપસંહાર.**

તેથી ૐકારની સ્તુતિ જેટલી કરીએ તેટલી થોડી છે. પ્રણવને પ્રાણાગ્નિહોત્રમાં "**યુપ**" ને સ્થાને ગણેલો છે. ને તેની ઉપાસનાને "**અહંગ્રહ**" ઉપાસના અથવા અંગી ઉપાસના કહેલી છે. ને જે પુરૂષ શ્રી સદ્‌ગુરૂદ્વારા પ્રણવની ઉપાસના કરી "હું તદ્રુપ છું" એવી ભાવના કરે છે તેથી તે મુક્તિ પામે છે એ સિદ્ધાંત વાત છે. જેવી રીતે અવકાશથી ભિન્ન આકાશનું રૂપ નથી, જેવી રીતે જલથી ભિન્ન સમુદ્રનું રૂપ નથી, જેવી રીતે શિતતાથી ભિન્ન બર્ફનું રૂપ નથી, જેવી રીતે સ્પંદથી ભિન્ન વાયુનું રૂપ નથી, જેવી રીતે કૃષ્ણતાથી ભિન્ન કાજળનું રૂપ નથી, તેવી રીતે પ્રણવથી ભિન્ન જગતનું કાંઇ રૂપજ નથી. એવી અભેદ સ્થિતિ થએ સતે સાધક પરમ પદમાં વિરામી જાય છે-આનંદ સાગરમાં ડુબી જાય છે. એવી ઉચ્ચતમ સુખસ્વરૂપ સ્થિતિમાં લિન કરનાર પ્રણવ હોવાથી સર્વ ઉપનિષદોમાં-સ્મૃતિ-ઇતિહાસ-પુરાણ આદિમાં તેની ઉપાસનાને સર્વોત્કૃષ્ટ કહી છે. વસ્તુતઃ પ્રણવ નામજ પરબ્રહ્મ વાચક છે. અને જે સ્વાભાવિક છે. દશ્ય વિશ્વ પ્રપંચ જે દર્શન શ્રવણનો વિષય થાય છે, તે સર્વ શબ્દબ્રહ્મ-પરબ્રહ્મ સ્વરૂપ-પ્રણવ સ્વરૂપ છે.

વિશેષતઃ પ્રણવ એ **મહામંત્ર છે.** એ સમાન અન્ય મંત્ર ભૂતકાળમાં થયો નથી, વર્તમાનમાં છે નહીં, અને ભવિષ્ય કાળમાં થશે નહીં. પ્રણવને મહામંત્ર એટલા માટે કહ્યો છે કે-મંત્ર એ શબ્દમાં મન+ત્ર મંત્ર. મન્=મનન, અનેત્રઃ તારનારઃ **રક્ષણ કરનાર** અર્થાત્ પ્રણવનુ મનન ભવબંધનના ફેરાથી તારનાર છે. તારકનો પણ એજ અર્થ છે આ ૐકાર ગુહ્ય નામોચ્ચાર છે. ગુરૂ મુખથી સંપાદન કરી, ગુરૂ ગમથી તેનું વાસ્તવિક રહસ્ય મેળવવાનું છે. ને એવી રીતે ફરી-ગુરૂ પ્રસાદ મેળવી-અનુકૂળ પ્રારબ્ધનો ઉદય થયો હોય ને યથાવિધિ ઉપાસના થાય તો પછી અન્ય કાંઇ પણ કર્તવ્ય કરવું અવશેષ રહેતું નથી. તે સાધક કૃતકૃત્ય થાય છે એવું અપરિમિત સામર્થ્ય પ્રણવરૂપી મહામંત્રમાં રહ્યું છે.

પ્રણવ ધનુષ્યને ઠેકાણે છે, અને જીવાત્મા બાણને ઠેકાણે છે.

અને બ્રહ્મતત્ત્વ તે લક્ષ્ય (નિશાન) ને ઠેકાણેછે. માટે નિષ્કામપણે તેનું ધ્યાન ધરી આત્માની સાથે અભેદ અનુભવવો જરૂરનો છે ( મુંડકોપનિષદ મુંડક ૨ ખંડ ૨ મંત્ર ૪ ) એવા પોતાના અવિનાશી નિરતિશય સ્વરૂપાનંદના સ્વપ્રકાશી ગોળની આશપાસ સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, તારા આદિ અનંત ગોળ સતત્ ભ્રમણ કર્યા કરે છે, પણ જેને કાળ પણ સ્પર્શ કરી શકતો નથી. એવું એ અનવધિ મહત્ તત્વ હોઈ નિરંજન ને નિષ્કલ છે. માટે બીજા સર્વ શબ્દોના ઉચ્ચાર ત્યજી અવિનાશી તત્વપર જવાના સેતુ રૂપ ૐકારને જપવો-ભજવો-જાણવો-પામવો-અનુભવવો જરૂરનો છે. જેમ કાષ્ટમાં સદૈવ નિવાસ કરી સૂક્ષ્મરૂપે રહેલો અગ્નિ ચર્મ ચક્ષુનો વિષય થાતો નથી, પણ વારંવાર ઘર્ષણ મંથન કરવાથી તેમાં દાહ ને પ્રકાશ ઉભય સ્થુલરૂપે પ્રકટ થતાં અનુભવીએ છીએ. તેમ તેનું વારંવાર નામોચ્ચાર તથા જપ ને ધ્યાનરૂપ ઘર્ષણ કરવાથી ચૈતન્ય પ્રકાશ પ્રકટ થએલો-અનુભવાય છે એમ મહા પુરૂષો વદે છે જેમ કોયલાને ઉજળા કરવાનો પ્રકાશીત કરવાનો અગ્નિ શિવાય અન્ય ઉપાય નથી. તેમ આ જગત જે કોયલા સ્વરૂપ છે તેનો-દ્વૈતનો નાશ થઇ અદ્વૈત તત્વને પામવાનો એકરસ થઇ જવાનો પ્રણવના જ્ઞાન શિવાય એવો અન્ય માર્ગ નથી. અને જે છે તે દુ:સાધ્ય છે-દુર્બોધ્ય છે-અગમ્ય છે તેથી સરલ ને અભય માર્ગ એક પ્રણવના યથાર્થ જ્ઞાનને સમજવાનો સમજી, તદ્વત વર્તન કરવાનો-વર્તન કરી અખંડાનંદ અનુભવવાનો સર્વોત્તમ માર્ગ છે. એથી જ્ઞાની પુરૂષે પોતાના દેહરૂપી ડેરીમાં પ્રણવ શબ્દરૂપી ધુણી પ્રજ્વલીત કરવાની આવશ્યકતા છે. તોજ આ અનિત્ય-પાપરૂપ-દુ:ખરૂપ-મોહના આગારરૂપ દેહ ને દેહનાં સંબંધીઓના મહાન્ બંધનમાંથી મુક્ત થઇ શકાય તેવું છે તેવા જ્ઞાનાગ્નિની પ્રચંડ જ્વાળાથી સમગ્ર વિશ્વને-વિશ્વની મમતાને-મોહકતાને બાળી ભસ્મીભૂત કરેથી તેના ઉપરનો રાગ નાશ પામશે ને રાગનિવૃત થએથી જે કરવાનું છે-જે પામવાનું છે-જે અનુભવી આનંદ મેળવવાનો છે તેનું અપરોક્ષરીતે-પ્રણવના વાસ્તવિક સ્વરૂપનું ભાન થનાર છે-પરમ પ્રેમનો મહોદધિ ઉછળનાર છે.

જે અમર આત્મા પ્રાણી પદાર્થ માત્રમાં વ્યાપિ રહેલો છે તેનો અપરોક્ષાનુભવ કરવો, એથી પ્રારબ્ધવશાત મનુષ્ય દેહમાં આવી

પડેલા અભિમાનીનું જીવવું સાર્થક થાય છે. અને એનું સાધન-મહાન્ દ્વાર ૐકારની ઉપાસના, સર્વોત્કૃષ્ટ પક્તિએ સ્વિકારાયલી-મનાયલી-અનુભવાયલી છે.

પણ એ અક્ષર બ્રહ્મ સ્વરૂપ પ્રણવનું અનેક ,શાસ્ત્રોમાં ભિન્ન ભિન્ન સ્થળે, ભિન્ન ભિન્ન સ્વરૂપે વર્ણન કરેલું છે, જે અતિ ગહન અને સૂક્ષ્મ બોધમ વર્ણન હોવાથી કેટલાક સાધક કે ઉપાસક તેનો ગુરૂગમ્ય વિવેક ન જાણવાથી જોઇએ તેવો લાભ લઇ શકતા નથી, અર્થાત્ તેનો જેવી રીતે કરવો ઘટે તેવી રીતે ઉપયોગ કરી-અનુભવમાં ઉતારી-આનંદ મેળવી શકતા નથી. તથાપિ સદા સંસાર સંમુખ વહન કરતી વૃત્તિ, જો પ્રણવનું મહાત્મ સમજી, અનિત્ય અને દુઃખ સ્વરૂપ સંસારથી ઉપરામ પામી, પ્રણવનું રહસ્ય કોઇ તત્વનિષ્ઠ મહાપુરૂષથી જાણી-અનુભવમાં ઉતારશે તો તે સાધક નિઃશંશય નિઃશ્રેયસ પામશે. કારણકે ૐકાર એ અનાદિ સ્વર હોઇને સર્વ સ્થળે વ્યાપિ રહેલો છે. એટલુંજ નહીં કિન્તુ તે આત્મજ્યોતિ સ્વરૂપ હોઇને અવિનાશી છે. માટેજ તેની પ્રાપ્તિ એ સર્વ પુરૂષાર્થની સમાપ્તિ છે. એવી ક્રિયાને રાજયોગ પણ કહેવામાં આવે છે. વળી પ્રણવોપાસના તે ચિંતામણી તુલ્ય સિદ્ધિપ્રદા હોઇને, સર્વ વ્યાવહારિક-પારમાર્થીક સુખના મહોદધિરૂપ છે, જેની શાન્તિપ્રદા અને મધુરી લહરીઓ અંતરમાં ઉઠતી-અનુભવાતી લાગશે. વિશ્વપ્રપંચ પંચ વિષયરૂપી ખારા પાણીનો ભરેલો છે, તેજ માત્ર અજ્ઞાનીની દૃષ્ટિએ જણાય છે. ને તેની લેહેરોના આઘાત હૃદય ઉપર થવાથી તેને દાહ ઉત્પન્ન કરેછે, તે સ્થળે પ્રણવના વાસ્તવિક સ્વરૂપના ઉપાસકની દૃષ્ટિએ, બ્રહ્મતત્વ સભર ભરેલું સમજાય તેની મીઠી મધુરી-લેહેરીઓ ઉઠતી-રમતી-અનુભવાતી જણાય છે. અને તેને સર્વ સ્થળે અખંડાનંદ વિલસી રહ્યાનું ભાન થાય છે. શુદ્ધ બુદ્ધિરૂપી બાગમાં આત્મારૂપી સુવાસી પુષ્પનો પરાગ દશે દિશામાં બ્હેકી નીકળતો આસપાસના પદાર્થ સમસ્તને પોતામય કરતો. તે પદાર્થોના મલિન સ્વભાવને નાશ કરી રેલાઇ જતો-ઉભરાઇ જતો-છલકાઇ જતો ૐકારના ઉપાસકને સમજાશે. એટલુંજ નહીં કિન્તુ પ્રણવોપાસનાથી અષ્ટમાસિદ્ધિ ને નવ નિદ્ધિ તેની પરિચારિકા થઇ રહે છે, અચિંત્ય પદાર્થોનું ભાન થવા માંડે છે, ભાવના સદૃસ્ય સિદ્ધિ થતી

અનુભવમાં આવે છે. માટે આ મનુષ્ય જન્મનું દુર્ઘટપણું સમજી વિદ્યુતના અલ્પ પ્રકાશમાં જેમ મોતી પરોવી લેવું હોય, તેમ આ અશાશ્વત જીવીતમાં પ્રણવોપાસનાથી થતા આનંદનો અનુભવ મેળવી લેવો જરૂરનો છે. સાધનસંપન્ન અધિકારી વર્ગમાં એવી શુભેચ્છા-સુવિચારણા પરમ કૃપાળુ પરમેશ્વર પ્રેરે, અને તેના પરિણામે શુભ ફળ પ્રાપ્ત થાય એવી સહૃદય-સવિનય-દંડવત પ્રણામ સહિત પરમેશ્વર પ્રતિ પ્રાર્થના પૂર્વક આ પ્રણવ રહસ્યનો લઘુ લેખ સંપૂર્ણ કરાય છે. ઇતિ શિવમ્.

---

ૐ

## પદ.

---

**ગુરૂગમ ગોતોરે ઘટ માંહી—ટેક.**

કર સત ગુરૂકા સંગ, ઓર સબ જુઠી બાજી,
દેખી પતંગકા રંગ, તાહીપર દુનિયાં રાજી,
સત્ય શબ્દ નવ શોધીયા, જુઠ જુઠકું ધાય,
આપ આપકી ખબર ન પડી, કહાંસે આયા કહાં જાય. ગુરૂ૦
દુર દેખ મત જાવ, પકડ સુરતકી દોરી,
કરો શબ્દસેં મેળ, રહો દો નયનાં જોડી,
અક્ષર આદિ અનાદિકા, અમર અતિત ઓળખાય,
શબ્દ પાર હય સદ્‌ગુરૂ, સોઇ દીયા દરશાય. ગુરૂ૦
સુન્ય સેજ કે માંઇ, હય પ્રેમ હંસકા બાસા,
નિરાધાર નિરવાણુ, કભુ નવ હોય વિનાસા,
કરમ-ભરમકું ભાંગદે, કર સદ્‌ગુરૂકી સેવ,
સાન સમજ ગુરૂદેવસેં, ઓર ન દુજો દેવ. ગુરૂ૦
હદ માંહી સબ વિશ્વ, બેહદ કિરતાર કહાવે,
અનહદ અપરંપાર, બાણુ બ્રહ્મ ભેદ બતાવે,
બહિર-ભિતર એક તારહે, રમતા રામ કબિર,
ખીમ સાહેબ ખલક દરિયા, સન્મુખ સાંધો તીર. ગુરૂ૦

ॐ

સનાતન ધર્મ રહસ્ય ગ્રંથાવલીનો અંક બીજો.

# प्रणव-रहस्य.

અર્થાત્

## અપરિમિત સામર્થ્ય યુક્ત ૐકારના સ્વરૂપનો યુકિત પ્રાધાન્ય અનુવાદ.



यदक्षरं वेदविदो वदंति । विशंति यद्य तयो वितरागाः ॥
यदिच्छंतो ब्रह्मचर्य चरंति । तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥

*    *    *    *    *

ॐ मित्येकाक्षरंब्रह्म व्याहरन्मामनुस्मरन् ॥
यःप्रयाति त्यजन्देहं स याति परमांगतिम् ॥
॥ गीताजी, अध्याय ८ ॥


લખનાર.

મણિલાલ શિવશંકર શેલત.

( બાહ્ય એડાવાળ બ્રાહ્મણ. ઉમરેઠ નિવાસી. )



સંવત ૧૯૫૨.


---

## વાંચકને સંબોધન.

કોઇ પણ સિદ્ધાંત શાસ્ત્રીય પ્રમાણ, યુકિત, અને અનુભવ એ ત્રણુથી અબાધિત રિત્યા સિદ્ધ થાય ત્યારેજ તે સત્ય ગણાય, એવી ન્યાય દર્શનકારની માન્યતા છે. એને માન આપી ૐકાર જે સ્વરૂપેજ અક્ષર બ્રહ્મ છે તેની સિદ્ધિ અર્થે પ્રણવના સ્વરૂપનો આ બીજો યુકિત પ્રાધાન્ય અનુવાદ લખવા શ્રમ લીધો છે. જેના વાચકો અભેદ માર્ગાનુગામી થઇ, પરમ તત્વને પામો એ પ્રાર્થના છે.

લી. કર્ત્તા.

# ॥ ॐ ॥

# ॥ प्रणव–रहस्य ॥

**પ્રણવની આકૃતિ નિરૂપણ.** પરિબ્રહ્મ પરમાત્મ સ્વરૂપ ૐકારનો વેદમાં પ્રત્યેક ઠેકાણે આરંભમાં ને અંતમાં પ્રયોગ થએલા દૃષ્ટ શ્રુત થાય છે. તદપિ પૂર્વકાળમાં તે કેવી આકૃતિમાં લખાતો હશે તેનો સપ્રમાણ આધાર મળવો દુર્ઘટ છે.

પ્રાચિન કાળમાં માનુષી વિચારોને લખવા કરતાં મુખપાઠ રાખવાની પદ્ધતિનો સ્વિકાર વિશેષ હોય એમ કેટલાક વિદ્વાનોનું માનવું તથા કહેવું છે. અને તેથી વેદના અન્ય મંત્રોની પેઠે ૐકાર પણ કેટલાક કાળ સુધી વેદના સ્મર્તા બ્રાહ્મણોના મુખ પાઠ સ્વરૂપે રહ્યો હોય એમ માનવાને કારણ મળે છે. કેમકે તે કાળે તેનું અસ્તિત્વ હતું પણ તે કેવા આકારવાળું હતું તેને માટે વેદ કાળનો લિખિત આધાર ન મળી શકે ત્યાં સુધી "શ્રુતિ" શબ્દનો "સાંભળેલો" એવો વ્યવહારમાં થતો અર્થ, ૐકારની આકૃતિ માટે પણ બંધ બેશી શકે છે. અર્થાત્ ૐકાર પણ શ્રુતિ ભગવતિનો આદિ અક્ષર હોઇ, તેને પણ અમુક કાળ પર્યંત મુખપાઠ રૂપેજ રહેવું પડયું હશે.

લિપિ શરૂ થઇ ત્યારથી મહામંત્ર સ્વરૂપ ૐકારની આકૃતિ હયાતીમાં આવી હોય એમ સ્વિકારીએ તો તે લિપિ કયારથી એટલે કીયા શકથી શરૂ થઇ તે નિશ્ચય પૂર્વક કહી શકાય નહીં. પ્રાચિન લિપિ માળાના ગ્રંથમાં કેટલીક સંજ્ઞા સૂચક ૐકારની આકૃતિઓ દર્શાવી છે, અને તેને માટે જૂદે જૂદે કાળે થએલા નૃપતિઓના શક આધાર રૂપે જણાવ્યા છે, તેમ તે લેખો જૂદે જૂદે સ્થળે મુદ્રાંકિત કરાવેલા છે તે લેખોમાં તે કાળે ચાલતી લિપિનો સંપૂર્ણ રીતે સમાસ થઇ જતો હોય એમ કહી શકાય નહીં. અને જ્યારે એ વાત સિદ્ધ ન થાય ત્યારે અમુક પ્રકારની આકૃતિ તેજ ૐકાર છે એમ કહેવું એ પણ સાહસ ગણાય. તદપિ વર્તમાનકાળે ૐકારની જે આકૃતિ વપરાય છે તેને મળતી કિંવા તે આકૃતિને

જન્મ આપતી કેટલીક આકૃતિઓ તેમાં છે એમ કહ્યા વિના ચાલતું નથી. એટલુંજ નહીં પણ પ્રાચિનકાળમાં ૐકારની સર્વવ્યાપકતા કેવી હતી, અને દરેક ભાષામાં તેની હસ્તી બોલાતી હતી, તેનું કેટલેક અંશે ભાન થવા જોગ પુરાવો પ્રાચિન લિપિ માળાના પુસ્તક ઉપરથી મળે છે, તેટલે અંશે તે ગ્રંથ કર્ત્તાને ધન્યવાદ ઘટે છે. તેથી વર્તમાનકાળની ૐકારની આકૃતિનું રૂપ કેમ જન્મ્યું હશે તે નિર્ણયપૂર્વક કહી શકાય નહીં, પણ પૂર્વોક્ત પ્રાચિન લિપિ માળાના લેખ પ્રત્યે દૃષ્ટિ કરતાં, ઉત્તરોત્તર કાળના જવા સાથે તેનું સુધરતું આવેલું સ્વરૂપ, વર્તમાન કાળની ૐકારની આકૃતિને જન્મ આપનારૂં હોય એમ તેની આકૃતિઓ ઉપરથી જણાય છે.

વિશેષ આગળ વધતાં વર્તમાન કાળે ૐકારની જે આકૃતિ વપરાય છે, તે જુના કાળમાં રૂપાન્તર રૂપે પણ હતી, તથાપિ તેનું એક સરખું રૂપ નહોતું એમ પણ એજ ગ્રંથ ઉપરથી સ્પષ્ટ થાય છે.

નેપાળના પ્રાચિન કાળના લેખોમાં તથા તામ્ર પત્રોમાં, ૐકારની આકૃતિને મળતી કેટલીક આકૃતિઓ, તે તે લેખ કે તામ્ર પત્રને મથાળે મૂકેલી, તેમજ તેને **મંગળસૂચક** ચિન્હ તરીકે ગણેલી જોવામાં આવે છે. તેમજ "ઇન્ડીયન ઇન્ટીકવરી"માં ૐકાર વિષે લખતાં લખ્યું છે કે—"જેમ લેખને મથાળે કમળ, નંદી, કાચબો, માછલું, સ્વસ્તિક, ઇત્યાદિ મંગળસૂચક ચિન્હો મૂકવાનો પ્રાચિનકાળે રિવાજ હતો; તેમજ ૐકાર એ અક્ષરને પણ મંગળ સૂચક ચિન્હ તરીકે વાપરવાનો તે કાળે રિવાજ હોવો જોઇએ."

ઉપરનાં ઉભય વર્તમાન કાળનાં પ્રમાણો જોતાં એવા અનુમાન ઉપર આવવું પડે છે કે રાજ્ય અને ધર્મ ક્રાન્તી યોગે ૐકાર વિષેની ઉંડી સમજનો સ્વદેશમાંથી અભાવ થતાં ૐકારનો ઉપયોગ માંગલિક ચિન્હ તરીકે થતો હશે, તદપી તેની સર્વ કાળે મનાયલી મહત્તા, અને દરેક માનુષી હૃદયમાં તેની ઉંડી જડાયલી અસર નષ્ટપાય: થઇ નહોતી. પરંતુ કાળના અસાધારણ પરિવર્તનને પરિણામે ૐકારની હસ્તી હતી તેમજ તેને મંગળસૂચક ચિન્હ તરીકે ગણી કોઇ પણ તામ્રપત્ર કે લેખને આરંભે કે મથાળે મૂકવાનો રિવાજ વિદ્યમાન હતો, જે આર્ય ચિત્તની સાત્વિકતાની સબળ સાબિતી છે.

કોઇ કોઇ લેખમાં તો ૐકાર આરંભમાં વપરાતો હોઇને તેને સંબોધન વિભક્તિ તરીકે વાપર્યાનું જણાવેલું છે.–દૃષ્ટાન્તમાં **ૐतत् सवितु** ॥ નો અર્થ " હે સવિતા નારાયણ " એવો કરેલો નજરે આવે છે. સર્વથા રૂચિ વૈચિત્ર્યને લીધે અનેક અર્થમાં તેનો પ્રયોગ થએલો છે પણ તેની સ્થિતિ સર્વ કાળે કબુલ રાખી છે. માત્ર તેથી આકૃતિની નિર્વિવાદ સાબિતી મેળવવા પ્રાચિન સબળ પૂરાવાને અભાવે કેટલીક વખત પ્રત્યક્ષ પ્રમાણ કરતાં અનુમાન પ્રમાણનો આધાર લેવા જવું પડે છે.

વિશેષતઃ નવા શોધ ઉપરથી એમ સિદ્ધ થયું છે કે–દરેક અક્ષરનો ઉચ્ચાર કરવાની સાથે બહાર નીકળતા પ્રાણ વાયુની વાતાવરણમાં જેવી આકૃતિ આલેખાય તે ઉપરથી તે અક્ષરની આકૃતિ મુકરર કરવામાં આવે છે. તેજ નિયમ ૐકારની આકૃતિ વિષે પણ લાગુ પાડતાં 'ૐ' એમ ઉચ્ચાર કરવાની સાથે વાતાવરણમાં તેની હાલ કાઢવામાં આવે છે તેવીજ પ્રતિ છાયા ઉત્પન્ન થતી હોવી જોઇએ ને તે આધારે તેની તેવી આકૃતિ કાઢવામાં આવી હોય એમ અનુમાન થાય છે.

પ્રત્યેક અક્ષરોની વાતાવરણમાં ઉત્પન્ન થતી પ્રતિછાયાઓ જે યોગિની સૂક્ષ્મ દૃષ્ટિ થઇ હોય છે, તેઓજ સ્પષ્ટ જોઇ શકે છે. બીજાઓએ અનુમાન પ્રમાણ ઉપર શ્રદ્ધાવાળા રહેવાની જરૂર છે. કારણકે જેટલું ડહાપણ જે વાત જોઇ કે સમજી શકતા ન હોઇએ તે માટે 'ના' કહેવામાં સમાયલું છે તે કરતાં વિશેષ 'હા' કહેવામાં સમાયલું છે.

ગત અંકમાં દર્શાવ્યા પ્રમાણે ચાર અવસ્થા,ચાર દેહ, પંચપ્રાણ પંચભૂત, પંચ વિષય, પંચ કર્મેંદ્રિઓ, પંચ જ્ઞાનેંદ્રિઓ આદિની ઉત્પત્તિ–સ્થિતિ–લય; તેમજ અંતઃકરણ પંચક, તેનું કારણ માયા, અને અન્તે પરમાત્માની સ્થિતિ ૐકારની હાલની આકૃતિમાં યુક્તિ પુનઃસર જેવી રીતે સમાસ પામે છે, તેવી બીજી રીતની ૐકારની આકૃતિ સાથે જેવી જોઇએ તેવી બંધ બેશી શકતી નથી. ટુંકામાં ૐકાર એ અક્ષર બ્રહ્મ સ્વરૂપ હોતાં તેમાં સર્વ સમાયલું છે.

ઉપરનાં સર્વ કારણો પ્રતિ સલક્ષ થતાં હાલની ૐકારની આકૃતિ એ બીજી પ્રાચિનકાળમાં લખાતી આકૃતિઓ કરતાં સવિશેષ સયુક્તિક તેમજ સપ્રમાણ હોય એમ જણાય છે.

**ભૂમિતિની રીતે ત્રિપુટીનો અધ્યારોપ.**

અનંત અવકાશમાં કોઇપણ સ્થળે એક મધ્ય બિંદુ ધારી, ત્યાંથી અમુક અંતરે એક પરિધ દોરવાથી જે આકૃતિ બનશે, તેને આપણે વર્તુલ આકૃતિ કહીશું. આવી વક્ર લિટિથી થએલી વર્તુલ આકૃતિ દોરવાની સાથે જેમ તેમાં પ્રથમથીજ બિંદુ મુકરર થએલુંછે, તેમજ તેમાં પરિધ તથા ત્રિજ્યા પણ મુકરર થઈ ગયાં છે. જ્યારે વર્તુલ આકૃતિ નહોતી, ત્યારે જેમ ત્રિજ્યાને પરિધ પણ નહોતાં; તેમજ બિંદુનું વિશેષ રૂપ જે આકૃતિ કાઢવાથી મુકરર થએલું દિસે છે તે પણ નહોતું. અર્થાત્ વર્તુલ આકૃતિ કાઢવાની સાથે એ ત્રણેનો એક સાથે જન્મ થઇ આવેલો દેખાયછે.

આ ભૂમિતિનું દૃષ્ટાન્ત આપણને વિશ્વની ઉત્પત્તિ અને નાશના ગહન વિચારની સમજ પાડવામાં પરમ ઉપકારક થાય છે તે એવી રીતે કેઃ—

પરિધ ગાઢ તમસ રૂપ છે, ત્રિજ્યા રજસ રૂપ છે, અને બિંદુ સત્વ સ્વરૂપ છે. આ ત્રણે ગુણના સામ્યને આપણે મૂળમાયા કિંવા પ્રકૃતિ કહીએ છીએ.

એનો સવિશેષ સ્પષ્ટાર્થ સમજવા જેવો હોવાથી કેટલેક અંશે તેનું વિવેચન નીચે પ્રમાણે છે.

**બિંદુ**

દૃશ્ય થતા વિશ્વના એક નાનામાં નાના પરિમિતની કલ્પના જે ઇંદ્રિય ગ્રાહ્ય થઇ શકે એવા પ્રાકૃતિક તત્વને ભૂમિતિના બિંદુરૂપે કહ્યું છે. જેની કાલ્પનિક સ્થિતિ કહી છે, પણ અવિભાજ્ય દશા જણવી મહત્વ કહ્યું નથી. બિંદુ વિષે વિચાર કરતાં એવી વ્યાખ્યા ઉપરમાં આપેલા ભૂમિતિના દૃષ્ટાન્તમાં લેવાની નથી. પણ બિંદુમાં ગુણ વિશિષ્ટ ધર્મ હોતાં તેમાં અધ્યારોપ દશાથી જોતાં સ્થિતિને મહત્વ ઉભય

---

**ટિપ્પનિ.** ભૂમિતિની રચના પ્રત્યક્ષ પ્રમાણ સિદ્ધ છે. અને તે પ્રત્યે કાળ બળે સત્યતાની બુદ્ધિથી જોનારો વર્ગ વિશેષ દૃષ્ટિ ગોચર થાય છે, તેવા યુક્તિ પ્રાધાન્ય ચિત્તમાં, વિશ્વોત્પત્તિ અને નાશ સહેલથી સમજાય તેવા ઉદ્દેશથી આ ભાગ લખ્યો છે.

કર્ત્તા.

છે. અને તેનોજ અપવાદ કરવાથી જેમ સમસ્ત વર્તુલરૂપી માયાનો નાશ થઇ જાય છે, તેમજ બિંદુના ગુણુ-ગુણી ધર્મનો લોપ થઇ એક કેવળ અદ્વિતિય તત્વજ અવશેષ રહે છે.

વર્તુલ આકૃતિમાં સત્વને બિંદુને સ્થાને ગણવામાં આવ્યો છે તેનું કારણ એવું છે કે-બિંદુ સ્થિરતા દર્શક હોઇને અન્ય રજસ તમસના આધારભૂત છે. એક વર્તુલ દોરવામાં બિંદુ વિના, પરિઘ ને ત્રિજ્યા દોરી શકાય નહીં, તેમ સત્વ વિના રજસ-તમસનું સ્વરૂપ દેખાડી શકાય નહીં. જેમ તે સમસ્ત વર્તુલ આકૃતિમાં બિંદુરૂપે હોઇ પ્રથમપદે છે, તેમ તે કષ્ટસાધ્ય હોતાં સઉથી છેવટ પમાય છે. અને જ્યારે પમાય છે ત્યારે આનંદરૂપ થવાય છે.

**ત્રિજ્યા**

રજસગુણુ દર્શક ત્રિજ્યા અથવા એક સપાટ સીધી લીટી છે તેનો હેતુ એવો છે કે-લીટી ગતિવાચક હોઇને ચંચળતા દર્શાવે છે. અને રજોગુણનો સ્વભાવ તદ્દવત્ છે. ભૂમિતિકાર લિટિની વ્યાખ્યાનો સ્પષ્ટાર્થ કરતાં કથે છે કે-" કોઇ એક બિંદુ અવકાશમાં **ચલન** પામીને એક સ્થળેથી અન્ય સ્થળે જાય, અને તેના માર્ગ ઉપર આપણે કાંઇ નિશાંની કરી રાખીએ તો તે માર્ગને આપણે લીટી કહીએ." આ પ્રત્યક્ષ પ્રમાણ પણ લીટીનું ચલન-ગતિવાળું સ્વરૂપ બાંધે છે. તેમ રજસ એ ગતિ વાચક હોતાં તેને આપણે આપણા દષ્ટાંતમાં લીટિરૂપી ત્રિજ્યાને સ્થાને ગણેલ છે.

**પરિઘ**

હવે ત્રિજા તમસગુણુવાચક પરિઘ વિષે વિચાર કરીએ. પરિઘ એ વર્તુલની વક્ર લિટિ છે. અને એવી વક્ર લિટિ એ કોઇ પણ અપરિમિત પ્રદેશને પરિમિત-મર્યાદિત કરનાર છે. તે જેમ વર્તુલની અન્તર્ગત આવેલા પ્રદેશને મર્યાદિત કરે છે, તેમજ રજસ રૂપી લિટિને પણ મર્યાદિત કરે છે. નહીંતો અનંતતાનો વાચક રજસરૂપા એકસપાટ સીધી લિટિ, તે પરિઘરૂપા વક્ર લિટિના અભાવે ગમે ત્યાંસુધી આગળ વધી જાત. પણ તેમ ન થતાં તેની દશા કુંઠિત થઇ છે તે વક્ર લિટિના પ્રતાપે છે.

પરમાત્માનું સ્વરૂપ અપરિમિત છે. તે પરિમિત-મર્યાદિત નથી. જેમ તે 'આવું છે' કે 'આવું છે' એમ કહેવાનો અધિકાર અપરો-

ક્ષાનુભવ થયા શિવાય કોઇનો નથી, તેમ તે સ્વરૂપ આટલુંજ છે, અર્થાત્ આટલામાંજ વ્યાપક છે એમ કહેવાનો અધિકાર પણ કોઇનો નથી એવું એ અનવધિ સર્વોત્કૃષ્ટ સ્વરૂપ છે. એની મર્યાદા અસંસ્કારી અંતઃકરણ પોતાની શક્તિના પ્રમાણમાં બાંધવા મથે છે તે ભાવ સમસ્ત વર્તુલાકૃતિમાં વક્ર લિટિથી-પરિધથી બતાવેલ છે. કોઇપણ સાધક કે મુમુક્ષુએ પોતે આવું અંતઃકરણનું સાંકડાપણું ત્યજવું જોઇએ. અંતઃસ્થ મલિન ભાવો તથા તેના એકલપેટાપણું જેને સ્વાર્થી ભાવનાઓ કહેવામાં આવે છે તે સ્વકલ્યાણ સાધકે ત્યજ્યથી બાકી સભર-સઘન ભરેલ સત્ય સ્વરૂપનું ભાન સ્વતઃ થશેજ થશે. તે કેવું છે, કેવડું છે, કેટલામાં છે, એક છે, બે છે કે તેથી વિશેષ છે ઇત્યાદિ વિચારવાની અપેક્ષાજ રહેશે નહી. પરિધ રૂપી મર્યાદિત ભાવ-સ્વાર્થભાવ જે 'અહં' અને 'મમ'રૂપે ઉંડી જડ ઘાલી બેઠેલો છે તે ભાવ ત્યજાશે, તે સાથે અંતઃકરણમાં સદૈવ વસેલી વિવિધ વિલાસવતી રાજસી પ્રકૃતિ-ચંચળતાસૂચક—ગતિ વાચક-લીટી દર્શક-ભાવનાને ભૂસી નાંખી-તેને નહીં સરખી કરી નાંખી, અચળ બિંદુમાં-શુદ્ધ સત્વમાં-શાશ્વતી ભૂમિકામાં લય કરાશે, ત્યારે સ્ફુરણનો લય થતાં આનંદ પમાશે.

**ત્રિપુટીનો અપવાદ.**

જ્યાંસુધી સાધક યોગી બિંદુમાંજ સ્થિતિવાળો રહેશે સત્વ ગુણમાંજ વિરામેલો રહેશે ત્યાં સુધી તેને ગુણાતિત ગણી શકાશે નહીં. કારણકે ત્યાંસુધી ત્રિપુટી બની રહે છે. એટલે સવિકલ્પ રહેતાં, નિર્વિકલ્પ દશાનું ભાન થતું નથી. પણ જ્યારે તે ત્યજે છે ત્યારેજ ખરા સ્વરૂપનું ભાન થાય છે. ધ્યેયાકાર વૃત્તિ મટી ધ્યાનનો કરનારો, ધ્યાન જે પોતાને કરવાનું છે તેને, અને ધ્યેયને ભૂલી તે પૂર્વેના પોતાના સ્વરૂપને અનુભવે છે ત્યારે જે સ્થિતિ થાય છે તે અવાચ્ય છે. દૃષ્ટાન્ત એક તકતામાં જોનારો જોતાં જોતાં સામા દેખાતા પોતાના પ્રતિબિંબને પશ્ચાત્ પોતાને, અને અન્તે ધ્યાનને પણ ભૂલી જાય ને તે પછી પોતાનું 'અહં' ના સ્ફુરણ વિનાનું સ્વસંવેદ્ય સ્વરૂપ અવશેષ રહે એ આનંદ સ્વરૂપ છે. આ વખતે ત્રિપુટીનો-પરિધ-બિંદુ-ત્રિજ્યાનો લય થતાં રજ, તમ, ને સત્વનો નાશ થઇ, ત્રિગુણાતિત થવાય છે અને નિર્વિકલ્પ દશાસ્પદ

બનાય છે. જેને પરંપદ-કૈવલ્ય કે મોક્ષ કહેવામાં આવે છે. જે કેવળ જ્ઞાનમાત્ર પ્રદેશ છે.

આ માયારૂપી વર્તુલ સમસ્તનો જેમ આકૃતિ કાઢતા પૂર્વે એટલે તેનો અંતરમાં અધ્યારોપ કરતા પૂર્વે કાંઇ સ્થિતિ નહોતી; પણ આકૃતિ દોરવાની સાથે તેમનો વર્તુલરૂપી ઘાટ બની આવ્યો છે; તેમજ આ જગતરૂપી વર્તુલનો નાશ અર્થાત્ અપવાદ કરવાની સાથે તેમાંના બિંદુરૂપી સત્વનું કે રજસરૂપી ત્રિજ્યાનું કે તમસરૂપી પરિધનું એ ત્રણમાંથી એકેનું રૂપ રહેનાર નથી. પણ શ્રુતિ ભગવતી કથે છે કે હે! "સૌમ્ય આચરાચર જગત જે તને દેખાય છે તે ઉત્પત્તિની પૂર્વે એક અદ્વિતિય બ્રહ્મજ હતું" તેવું જ્ઞાનઘન સત્તા સ્વરૂપ બની રહે છે.

**અર્ધમાત્રા-મૂળ માયા અને નિવિશેષ તત્વનું સૂચન.**

પ્રણવની ચોથી અર્ધ માત્રા જે અર્ધચંદ્રાકૃતિ રૂપે દેખાડવામાં આવે છે તે ત્રિગુણની સામ્યાવસ્થા—માયા એક આખા વર્તુલનો માત્ર વ્યક્ત થતો અર્ધ ભાગ માત્રજ છે. કારણકે માયા પછીનો અવ્યકત ભાગ નિર્વિશેષ ને કેવળ જ્ઞાન સ્વરૂપ હોતાં કોઇ પ્રણ પ્રકારની સંજ્ઞાથી દેખાડી શકાય નહીં, તેથી માયા દર્શક સમસ્ત વર્તુલમાંથી તેના વ્યકત થતા અર્ધ ભાગને અર્ધ વર્તુલ કિંવા અર્ધ ચંદ્રાકૃતિથી દેખાડેલ છે, ને તેમ કરવામાં પૂર્વોક્ત કારણ સ્પષ્ટ છે.

પ્રણવની આકૃતિ પંચ એક સરખા ગોળમાંથી પણ થઇ શકે છે. તે દૃષ્ટિથી જોતાં અર્ધમાત્રા એ પણ એક આખો ગોળ હોવો જોઇએ, પણ તેમ ન હોતાં અર્ધગોળ આખા ૐકારને મથાળે માયા સ્વરૂપે દેખાડવામાં આવ્યો છે તેનું કારણ પૂર્વે કહ્યું તેજ સ્વિકાર્યા શિવાય છુટકો થતો નથી. કેમકે પરમાત્મસ્વરૂપ એવું અચિંત્ય અને અલૈકિક છે કે જે સ્ફુરણનો કે વાણીનો વિષય થઇ શકે નહીં તો પછી સંજ્ઞાનો વિષય તો કેમજ થઇ શકે? ૐકાર એ પરમાત્મામાંથી ઉત્પન્ન થએલાં તત્વોનું ભાન કરાવી આપનાર સંજ્ઞા વિશેષ છે. પરમાત્મામાંથી પ્રથમ માયા, પછી મહત્તત્વ, કે બુદ્ધિ, તત્પશ્ચાત્ મન અને અન્તે અભિમાન દર્શક ત્રિગુણાત્મક અહંકાર ઉત્પન્ન થઇ આવ્યો છે, ને તેમાંથી ચોવીશ તત્વો થઇ આવ્યાં છે જેથી આ સૃષ્ટિ

મંડાણ મંડાયું છે. આ સર્વ તત્વોની ઉત્પત્તિનો સંકેત ૐકારમાં સમાયલો છે. જે ૐકારની આકૃતિ જોવાથી પૂર્વોક્ત સર્વ અધ્યારોપનું એક સાથે લાગ્યું ભાન થઇ આવે છે, અને વિચારથી તે સર્વનો અપવાદ કરેથી, શુદ્ધ નિર્વિકલ્પ નિષ્ક્રીય, નિર્મળ, નિર્વિકાર પરમતત્વનું ભાન થાય છે. ટુંકામાં ૐ એ સર્વરૂપ છે. સર્વ સામર્થ અને ઐશ્વર્યનો મહોદધિ છે—આનંદઘન સત્તાસ્વરૂપ છે.

**માયા એજ બ્રહ્મ, અને બ્રહ્મ એજ માયા વિષે બોધ.**

અર્ધચંદ્રાકૃતિદર્શક અર્ધમાત્રા વા મૂળમાયા અને નિર્વિશેષ પ્રત્યક્ અભિન્ન પરમતત્વમાં કંઇપણ ભેદ નથી. મૂળ માયા તેજ પરમતત્વ છે, અને પરમતત્વ તેજ મૂળ માયા છે—લીંટીનું મૂળ સ્વરૂપ બિંદુ છે. અને બિંદુનો વિસ્તાર લીંટી છે. જે આખા વર્તુલમાં પરિધ રૂપે દર્શન દે છે. તેમ મૂળ પ્રત્યક્ અભિન્ન તત્વ જે સંજ્ઞા રહિત નિર્વિશેષ છે તે મૂળ માયાના સદ્‌ભાવે સંજ્ઞાસૂચક થાય છે. અને તે મૂળતત્વ અધિષ્ઠાનરૂપે હતું તો તે ઉપર માયાદર્શક ગોળ અથવા બીજા શબ્દોમાં બોલીએ તો આ સમસ્ત વિશ્વ પ્રપંચનો અધ્યારોપ કરાયો છે અન્યથા પુરૂષાર્થ માત્રનો અભાવ થવા પ્રસંગ આવત!! વિશેષ સ્પષ્ટાર્થે મારે આ સ્થળે જણાવવું જોઇએ કે—એકડાની આગળ મીંડુ મૂકતાં દસની કીંમત થઇ, પણ જો એકડો ન હોત તો હજાર મીંડાની કંઈ કીંમત ન થાત. તેમ બ્રહ્મ વડે માયા, અને માયા વડે બ્રહ્મ. એકની અપેક્ષાથી બે, અને બેની અપેક્ષાથી એક. અન્તે જતાં ઉભય એક રૂપ—નેત્રદોષ કિંવા દૂરદર્શન આદિ કારણથી દોરડીમાં સર્પની ભ્રાન્તિ થઇ આવી, પણ તે ભ્રાન્તિને નિવૃત્ત કરનાર દિપાદિની સામગ્રી લઇ શોધવા જતાં જે ભ્રાન્તિ જેમાંથી ઉપજી હતી તે ભ્રાન્તિ તેમાંજ સમાઇ ગએલી અનુભવાશે. અર્થાત્ જે દોરડીમાં સર્પની ભ્રાન્તિ થઇ આવી હતી, તેજ દોરડીમાં ભ્રાન્તિ સમાઇ જવાથી મૂળ અધિષ્ઠાનરૂપે દોરડીજ રહેશે. તેમ પ્રત્યક્ અભિન્ન તત્વમાં થએલો જગતનો—માયાનો વિવર્ત જ્ઞાનરૂપી દિપની સામગ્રી પ્રાપ્ત થતાં જગતનો—અજ્ઞાનનો—માયાનો બાધ થઇ બાકી અધિષ્ઠાનસ્વરૂપે પરમ તત્વજ રહે છે. વિશ્વપ્રપંચરૂપી વર્તુલમાં અનેક કાળથી ફરતો જીવાત્મા અનુકૂળ પ્રારબ્ધનો યોગ પ્રાપ્ત થતાં

કોઈ સદ્‌ગુરુદ્વારા જ્ઞાન થતાં રસ્તે પડે છે તો તે ગોળાકાર ફરવું મૂકી સીધો ગતિ કરે છે, અને કાળે કરીને તે ગતિ પણ વિરામતાં અચળ બિંદુમાં સ્થિતિ કરે છે. જ્યાં રજસ તમસના પરિપાકે એટલે ગતિને અન્તે બિંદુમાં—સત્વમાં સ્થિર થાય છે. જે સર્વ ચલનનું વિ-રામ સ્થાન છે. અને ૐકારની આકૃતિમાં સઘન બિંદુરૂપે દેખાડેલું છે, તે રૂપ થાય છે. અને એવી અચળ પદવિ પ્રાપ્ત થતાં સર્વ અધ્યારોપનો અપવાદ પરમાત્મા સમજાય છે તેમજ સમસ્ત પ્રપંચનું કારણ માયા—ચેતનો વિવર્ત છે એમ અનુભવમાં ઉતરે છે. એટલુંજ નહીં કિન્તુ માયા અને બ્રહ્મ વ્યવહારીક દશામાં ભિન્ન દર્શાય છે, પણ પારમાર્થીક દશામાં એકરૂપ—એકરસ છે એવું જ્ઞાન થાય છે. જેની નિઃશંકતા અનુભવ થએથી થાય છે કારણકે સ્વસંવેદ્ય છે.

**મન, બુદ્ધિ, અને અહંકારનો ૐની આકૃતિમાં સમાસ.**

પરિણામી સ્વભાવવાળી માયાનું સૌથી પહેલું પરિણામ મહતતત્વ કિંવા બુદ્ધિ જે સત્વ સ્વરૂપ છે તે છે. જેમાંથી પંચ જ્ઞાનેંદ્રિયો થઈ આવી છે, તેજ માયાનું બીજું પરિણામ પંચકર્મેંદ્રિયનું જનક મનસ તત્વ છે, અને ત્રીજું પરિણામ ત્રીગુણાત્મક અહંકાર જે તમસરૂપ હોતાં પંચપ્રાણ અને પંચ તનમાત્રાનું જનક છે તે છે. એમ એક માયાના પરિણામી સ્વભાવથી સર્વ સ્થૂળ સૂક્ષ્મ પંચીકૃત ભૂત બની આવ્યું છે. તે સર્વના સંકેતદર્શક ૐકાર છે. અર્ધ ચંદ્રાકૃતદર્શક અર્ધમાત્રા તળેનું મહદ્ વર્તુલ મહતત્વ કિંવા બુદ્ધિદર્શક છે. અને अકાર માત્રાદર્શક અભિમાન એ ઉભયને જોડનાર મનસ તત્વ ગણ્યું છે જેને દંડક હેવામાં આવે છે, અને અહંકારદર્શક अકાર માત્રા પ્રત્યક્ષજ છે.

દશ્ય વિશ્વ પ્રપંચ આવા સૂક્ષ્મ સંકેત દર્શક ૐકારમાંથી બનેલો અનુભવ સિદ્ધ થાય છે. કારણકે તેનું પ્રમાણ પ્રત્યક્ષ છે. પણ જ્યાં તેનું પણ કારણ શોધવા જઇએ છીએ ત્યાં તે કારણ જાણે પરોક્ષ હોય એમ સામાન્ય સમજમાં આવે છે. તથાપિ આર્ય સંમતિ જોતાં પંચભૂતનું પ્રાથમીક કારણ ત્રિગુણાત્મક અહંકારને ગણેલ છે. પરંતુ તે પ્રજ્ઞાચક્ષુનો વિષય હોતાં સ્થૂળ પ્રદેશમાં વિહાર કરનારની સમજમાં ઉતરી શકે તેવા હેતુથી ૐકારમાં 'अहं' સંજ્ઞાદર્શક अ-

કાર માત્રા દર્શાવેલ છે. આ અભિમાન કિંવા અહંકારનું ટુંક રૂપ 'अहं' છે. અને તે 'अहं'નું ટુંક રૂપ ૐકારમાં अकार માત્રા છે. જે अहं માં अ સ્વરનો પહેલો અક્ષર અને ह એ વ્યંજનનો છેલ્લો અક્ષર છે. અર્થાત્ એ ઉભયની વચ્ચે સમસ્ત સ્વર તથા વ્યંજનના અક્ષરો સમાઈ ગએલા દ્રષ્ટિએ આવે છે. તે ઉપરથી સમજવાનું એ છે કે—અક્ષર માત્ર જેમ अहं ભાવદર્શક अकार માત્રામાં સમાયલા છે, તેમ અક્ષરોના બનેલા વેદ પણ તેમાંજ સમાયલા છે. એવું ગહન સંકેત સ્થળ ૐ છે. જેમ સાગરમાં ઉપજતાં અને શમતાં મોજાંઓના ધ્વનિઓ, અનંત મહદાકાશમાં અનેક તાલભંગ અને તાલબંધને જન્મ આપતા સામાન્ય દ્રષ્ટાને દર્શાય છે, પણ તત્વવેત્તાઓને પ્રાપ્ત થએલી સૂક્ષ્મ દ્રષ્ટિએ કંઇ નૂતનજ સમજાય છે. એટલે એક મોજુ ઉપડતાં તે સાથેના ધ્વનિ જે ક્ષુલ્લુના તાલબંધ ને જન્મ આપનાર હતા, તે મોજાં ભાંગી જવા સાથે થએલા ક્ષુલ્લુના તાલબંધને ભાંગી નાંખે છે, પણ ઉંડી નજરે જોતાં પૂર્વ ક્ષણમાં ઉપજેલો તાલ, મધ્ય ક્ષણને પસાર કરી ઉત્તર ક્ષણમાં જેવો ભંગ કરી જાય છે, તેજ નૂતન તાલનો જનક થાયછે. અર્થાત્ ઉત્તર ઉત્તર ક્ષણ પૂર્વ પૂર્વ ક્ષણનો હેતુ થતાં તાલ ભંગની અવજી તાલબંધની અવિચ્છિન્ન સાંકળ જોડાયલીજ રહે છે. આવા થતા તાલભંગ અને તાલબંધની વચ્ચેનો કાળ તે ઘણોજ અલ્પ હોઇને સામાન્ય સમજમાં આવી શકે તેવો હોતો નથી કિન્તુ તે પૂર્વક્ષણને ઉત્તરક્ષણને સાંધનારો સંધિકાળ છે. તેવા સંધિકાળમાં સાધવા ધારેલી ક્રિયા સુફળા થાય છે. કારણ કે મધ્ય દશારથ પુરૂષો નિવૃત્ત રહે છે. એટલુંજ નહીં પણ એવી નિષ્ક્રિય અવસ્થાને આપણા આર્ય પૂર્વજોએ શાન્તીકાળ ગણી નિવૃત્તિ પરાયણ કર્મો કરવાની આજ્ઞા કરેલી છે. દ્રષ્ટાંતમાં સંધ્યા તેમજ ધ્યાન. સમષ્ટિમાં થતી સંધિઓમા જેમ સંધ્યા કરવાની આજ્ઞા છે, તેમજ વ્યષ્ટિ દેહમાં ઈડા-પિંગલાના શમનની સંધીમાં ધ્યાન કરવાની યોગ્ય શાસ્ત્રીય આજ્ઞા છે. પૂર્વોક્ત દ્રષ્ટાન્ત બ્રહ્માંડના ઉત્પત્તિ અને નાશની સમજમાં ઉપયોગી છે. બ્રહ્મ સંજ્ઞાદર્શક જે ૐકાર ઉપરના બિંદુમાંથી સૃષ્ટિના વિકાસ કાળે સાગરમાં થતાં મોજાંઓની પેઠે અનેક લેહેરો પેદા થાય છે. તે લહરીઓ એ પ્રત્યેક અકેકી સૃષ્ટિ છે, જેમ એક ૐકારમાં અનેક ૐકાર સમાયલા છે, તેમ તેવી અકેકી લેહેરોમાં અનંત બ્રહ્માંડ સમાયલાં છે.

" હું એક બહુ રૂપે થાઉં " એવા પ્રકારના નિર્વિશેષ પરમાત્માના ક્ષણની ઉત્તરક્ષણમાં માયારૂપી મહાસાગરમાં ક્ષોભ થતાં માયાના ઉત્પાદક સ્વભાવાનુસાર અનેક બ્રહ્માંડ પેદા થઇ આવે છે. અને તેમાં માયાના ઉદરમાં સમાયલા વાસના બદ્ધ જીવો સંસ્કારાનુસાર જન્મે છે, મોહ પામે છે, ને વળી નાશ પામે છે. જેમ સાગરમાં વાયુના ક્ષોભ થકી અનંત લહરીઓ દર્શાય છે ને નાશ થતી નજરે આવે છે, જેમ વાયુવેગથી વિશ્વની પ્રત્યેક વસ્તુમાં સ્વભાવ ને શક્તિના પ્રમાણમાં અનંત તાલબંધ ને તાલભંગ થતા દૃષ્ટિગોચર થાય છે; તેમજ ૐકારરૂપી બ્રહ્મદર્શક ચિન્હની ઉપરના સઘનબિંદુમાંથી લહરીઓરૂપી અનેક બ્રહ્માંડ પેદા થાય છે, ને તેવા વિકાસના અવધિએ તેનો સંકોચ થવો શરૂ થાય છે. આવા ઉત્પતિ નાશના અનાદિ સિદ્ધ નિયમાનુસાર સર્વ વસ્તુ દેખાય છે. ને નાશ થાય છે. આને આપણા આર્ય શાસ્ત્રકારોએ બ્રહ્માંડની ઉત્પત્તિ અને તેનો નાશ કે પ્રલય કહ્યો છે. અર્થાત્ સૃષ્ટિઓની મૂળ ઉત્પત્તિ જેમ બ્રહ્મ-સઘન બિંદુ છે, તેમજ તેની અવધિએ નાશનું કારણ પણ એજ છે. પણ તે એવું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે કે સહસા સમજમાં ઉતરી શકે તેવું નથી. જળના ભરેલા સરોવરમાં પથ્થર ફેંકવાથી જેવી એક પછી એક અને આગે જતાં એકમાં બીજી લહેરી સમાતી નજરે આવે છે તેમ ૐકાર ઉપરના સઘન બિંદુ સ્વરૂપ બ્રહ્મમાંથી અનેક લહરીઓ રૂપી સૃષ્ટિઓ પેદા થાય છે ને અન્તે નાશ-પ્રલય બને છે માટે તે સર્વાધિષ્ટાન છે. અને આવા અનંત ઉત્પત્તિ-નાશ તાલબંધ ને તાલભંગ સતત્ થતા હોવા છતાં જે તત્વ નિષ્કળ છે અર્થાત્ જેના ઉપર ઘસારાનો અંશ પણ થઇ શકતો નથી સર્વથા તે તત્વને નમસ્કાર. શ્રુતિ ભગવતી એ પરમતત્વને પામવા- જેમ છે તેમ સમજવા પ્રાર્થે છે, ક્રિયા માત્રથી ઉપરામ થવા ઉપદેશે છે, ઉપાધિ માત્રથી અળગા રહેવા કથે છે. જે કર્તવ્યાવધિ છે. પરમશાંતિ છે. જયાં તાલ નથી, ભંગ નથી, વિકાસ નથી, વિરામ નથી, કે નાશ નથી. માત્ર એક અદ્વિતિય તત્વજ છે. ક્રિયા માત્રની પરમ અવધિ છે. આનંદની પરિસિમા છે.

ઇતિ.

॥ ॐ ॥

# પ્રણવ-રહસ્યની અન્તર્ગત રહેલા કઠિન શબ્દાર્થ સંગ્રહ.

( અક્ષરાનુક્રમે )

## અ

અંકુર=ફણગો.
અક્ષર=અવિનાશી.
અખંડ=ખંડ રહિત-એકરસ.
અજન્મા=જન્મ રહિત.
અજર=જરા રહિત.
અંતઃકરણ=અંતરનાં કરણ. મન, ચિત્ત, બુદ્ધિ, અને અહંકાર એ ચાર.
અંતઃપ્રજ્ઞા=અંતરને જાણવાની બુદ્ધિ.
અંતર્યામી=અંતરનું જાણનાર.
અંતરિક્ષ=આકાશ અને પૃથ્વીનો મધ્ય ભાગ.
અતિરિક્ત=જુદો.
અત્યુત્તમ=સર્વોત્કૃષ્ટ.
અદ્વૈત=દ્વૈત પ્રપંચ રહિત. એક.
અધઃ=નીચે.
અધિષ્ઠાન=વસ્તુ માત્રનું આશ્રયસ્થાન.
અધ્યારોપ=અધિષ્ઠાનમાં અજ્ઞાનતત્ કાર્ય અવસ્તુનું કથન, અથવા દોરડીમાં ભૂલથી સર્પનો આરોપ કરવો તે.
અધ્વર્યુ=યજ્ઞનું કામ કરનાર.
અનંત=દેશ-કાળ-વસ્તુ એ ત્રિવિધ પરિચ્છેદથી રહિત.
અનાદિ=આદિની કલ્પના રહિત.
અનાહત=તાડન કર્યા વગર યોગની ક્રિયા કરવાથી ઉપજતા આંતર ધ્વનિ.

અનિર્વચનીય=જેનું વિવેચન ન થઇ શકે તેવું.
અનુકરણ=નકલ કરવી તે.
અનુજ્ઞા=અનુમતિ.
અનુદાત્ત=એ નામનો સ્વર.
અનુમિતિ=અનુમાનથી થતું જ્ઞાન.
અપરબ્રહ્મ=શબળ બ્રહ્મ.
અપવાદ=વિશ્વ પ્રપંચ અને તેના જ્ઞાનના બાધે કરીને અધિષ્ઠાનનું અવશેષત્વ.
અપાન=ગુદાસ્થાનમાં રહેનારો વાયુ.
અપાર=પાર ન પામી શકાય એવું.
અપૌરૂષેય=પુરૂષ રચિત નહીં તે.
અભિમુખ વૃત્તિ=સંમુખ વૃત્તિ.
અભેદ=એકતા.
અમર=મરણ રહિત.
અમૃત=મુક્તિ.
અવકાશ=ખુલ્લું.
અવલંબન=આધાર.
અવ્યભિચારી=અબાધિત, ત્યજીને જાય નહીં. તે અનુગત.
અવ્યય=નાશ રહિત.
અવ્યાકૃત=માયા.
અસ્તિ=હોવું.
અસ્તિત્વ=હોવાપણાના ધર્મવાળું.
અહંકાર=અભિમાની.
અહંગ્રહ=પ્રણવોપાસનાનો એક ભેદ.

## આ

આત્મજ્યોતિ=પરમાત્મા.
આનંદ=સર્વથી અધિક સુખરૂપ સ્થિતિ.
આબ્રહ્મસ્તંબ=બ્રહ્માથી થુંબડા પર્યંત.
આલોચના=વિવેચન, જોવાપણું.
આવૃત્તિ=એકજ જાતની ક્રિયાનું વારંવાર થવું.
આસ્વાદન=ચાખવું.

આહવનીય=હોમ હવનને ઉપયોગી અગ્નિ.

इ

ઇંદ્રિયો=ભોગ ભોગવવાનાં સાધન-દશેંદ્રિઓ.
ઇક્ષણુ=જોવું. કલ્પના.

उ

ઉડ્ડિયાનબંધ=પ્રાણાયામ કરતી વખતે યોગની ક્રિયા વિશેષ.
ઉત્ક્રમણુ=ઉંચે ચઢવું તે.
ઉત્થાન=જાગૃત થવું. ઉઠવું.
ઉદ્‌ગાતા=ગાન કરનાર.
ઉદ્‌ગાન=ઉંચે ગાયન કરવું તે.
ઉદ્‌ધિ=સાગર.
ઉદ્‌ભૂત=ઉત્પન્ન થવું તે.
ઉદાત્ત=એ નામનો સ્વર.
ઉદાન=કંઠ સ્થાનમાં રહેનારો વાયુ.
ઉર્ધ્વ=ઉંચે.
ઉપ વ્યાખ્યાન=વિવેચન.
ઉભય=બે.

क

કર્મ=શરીર, વાણી, ને મનથી થતી ક્રિયા.
કાયા=શરીર.
કાયિક=શરીર સંબંધી કર્મ.
ક્રિયાકારક=ક્રિયા કરનાર.
કુટસ્થ=એરણની પેઠે જે નિર્વિકાર અચલરૂપથી સ્થિત હોય તે.
કુંઠિત=રૂંધાઇ ગયેલું.
કુંડલિની=નાભિ નીચે રહેલી વક્ર આકૃતિની શક્તિ રૂપા નાડી.
કૈવલ્ય પદ=નિઃશ્રેયસ પદ-એકતાનું પદ.

ग

ગલિત=ગળી ગયેલું.
ગંધર્વ=એક પ્રકારની ઉપદેવની કોટી.
ગાર્હપત્ય=ગ્રહસ્થાશ્રમનો અગ્નિ
ગુરૂ ગમ=ગુરૂ પાસેથી શિખાતું જ્ઞાન.
ગુહા=ગુફા.

## ઘ

ઘર્ષણ=ઘસાવું.
ઘોર=જે અવસ્થામાં વિષય પ્રવૃત્તિ થાય તે.

## च

ચાતુર્વિધ=ચાર પ્રકારનો.
ચિત્ત=અલુપ્ત પ્રકાશી.
ચિદંશ=ચૈતન્ય અંશ.
ચિદાકાશ=ચૈતન્ય રૂપ આકાશ.
ચિદાભાસ=જીવ.

## ज

જડાત્મક=જડતાવાળું.
જાગૃતાવસ્થા=ઇંદ્રિયજન્ય જ્ઞાનના સંસ્કારોનો આધાર કાળ.
જાનુ=ઢીંચણ–ગોઠણ.
જાલંધરબંધ=પ્રાણાયામ કરતી વખત યોગની ક્રિયા વિશેષ.
જીવ=અવિદ્યા વિશિષ્ટ ચેતન.
જ્ઞેય=જાણવા યોગ્ય.

## त

તદ્રુપ=તદાકાર.
તન્માત્રા=શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ.
તારક=તારનાર.
તાલુ=તાળવું.
ત્રિપુટી=ત્રણ.
તુર્યા=ચોથી અવસ્થા.
તૃપ્તિ=સંતોષ.
તૈજસ=સ્વપ્ન અવસ્થામાં સ્થુલ દેહનું અભિમાન છોડીને સૂક્ષ્મ દેહનો અભિમાની જીવ.

## द

દક્ષિણાગ્નિ=અગ્નિહોત્રને ઉપયોગી અગ્નિ.
દક્ષિણા મૂર્તિ=દક્ષિણાભિમુખ ભદ્રા મુદ્રાયુક્ત બેઠેલું શંકરનું સ્વરૂપ.
દંડક=દંડના જેવી આકૃતિવાળો.
દિગ્દર્શન=દિશા માત્ર દેખાડવું તે ( શાખાચંદ્ર ન્યાયવત્ )
દ્વિવિધ=બે પ્રકારનું.

દૃશ્ય=જોવાનું.
દ્રષ્ટા=જોનારો.
દેહાદિ=શરીર વિગેરે.

ધ

ધ્યેય=ધ્યાન કરવાનો વિષય.

ન

નાદ=ધ્વનિ.
નામ રૂપાત્મક=નામ રૂપવાળું.
નિર્ગુણ=ગુણરહિત.
નિરપેક્ષ=ઇચ્છા રહિત.
નિરંજન=માયાથી રહિત.
નિરોધ=રોકાવું.
નિઃશ્રેયસ=મોક્ષ.
નિષ્કામ=ઇચ્છા રહિત.
નિષ્ઠા=શ્રદ્ધા-સ્થિતિ.
નિષ્પ્રપંચ=પ્રપંચ ( માયા ) રહિત.

પ

પંચભૂત=પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ એ પાંચ.
પતન=પડવું.
પદ્માસન=યોગનું એક પ્રકારનું આસન.
પરમાણું=સૂક્ષ્માંશ.
પરા=શબ્દ સમુહના બીજ રૂપ, યોગીગમ્ય.
પરાકાષ્ટા=છેલ્લે સૂક્ષ્મતમ નાદ. અવધિ; પર્યવસાન.
પરાગ=પુષ્પની રજ.
પરિચ્છેદ=વિભાગ.
પરિપાક=પરિણામને પામેલું. પૂર્ણ પાકું થએલું.
પરિમિત=સીમાવાળું.
પરોક્ષ=ઇંદ્રિયથી અગોચર.
પરીવરિયાન=શ્રેષ્ઠથી પણ અધિક શ્રેષ્ટ.
પશ્યંતિ=હૃદય આગળ વ્યક્ત થતી વાણી.
પાંચ ભૌતિક=પાંચ પ્રકારના ભૂતવાળું.
પિંડ=શરીર.

પુનરાવર્તન=ફરીને કહેવું તે. પાછું આપવું. પુનરાવલોકન.
પુરી=નગરી.
પુષ્ટિ=સહાયતા અથવા મદદ.
પ્રકૃતિ=માયા.
પ્રજ્ઞા=બુદ્ધિ.
પ્રતિભા=નિરંતર નૂતન વિકાસ પામતી બુદ્ધિ.
પ્રતિગ્રહ=ગ્રહણ કરવું-લેવું.
પ્રધાન=માયા.
પ્રવચન=વ્યાખ્યાન.
પ્રાજ્ઞ=સુષુપ્તિ અવસ્થામાં સ્થુલ-સૂક્ષ્મ દેહના અભિમાનને છોડીને, એક કારણદેહને પ્રાપ્ત થએલો જીવ.
પ્રાણ=શરીરસ્થ વાયુ.
પ્રાણાયામ=પ્રાણકળાને નિયમમાં લાવવાની હેતુરૂપ ક્રિયા.
પ્રિય=પરમ પ્રીતિપાત્ર.
પ્લુત=ઉંચ્ચ-ત્રિમાત્રા.

फ

ફલિત=ફળેલું.
ફળોન્મુખ=ફળ દેવાને તત્પર.

ब

બહિઃપ્રજ્ઞા=બહાર જાણવાની બુદ્ધિ.
બ્રહ્મનિષ્ટ=બ્રહ્મમાં જેની આરૂઢ નિષ્ઠા થઇ છે તે.
બ્રહ્મરંધ્ર=મનુષ્યના મસ્તકમાં રહેલા સહસ્ત્ર દલકમલનું મધ્યબિંદુ.
બ્રહ્મવિદ્વરિષ્ટ=સપ્તમી ભૂમિકાનો આરૂઢ જ્ઞાની.
બીજાંકુર=બીજ અને અંકુરની પેઠે અન્યોન્યાશ્રયી.

भ

ભ્રમ=ભ્રાન્તિ.
ભાતિ=દેખાવું.
ભ્રુ=ભ્રમર.
ભૂમિકા=ચિત્તની અવસ્થા વિશેષ.
ભોક્તા=ભોગ ભોગવનારો જીવ.
ભોગ=ભોક્તાને-જીવને ભોગવવાના પદાર્થ.

## म

મધ્ય=દીર્ઘ બે માત્રા.
મધ્યમા=કંઠસ્થ વાણી.
મનોરાજ્ય=મનમાં ઉઠતા સંકલ્પ વિકલ્પાત્મક વિચાર સમુહ.
મલિનસત્વા=અવિદ્યા.
મહતત્વ=સમષ્ટિ બુદ્ધિ.
મહોદધિ=મહાસાગર.
માત્રા=કાળ, પરિમાણુ.
મુક્ત=માયાના બંધનથી રહિત હોય તે.
મૂઢ=જે અવસ્થામાં નિંદ્રા-તંદ્રા આદિ મનની સ્થિતિ થાય તે.
મૂર્ધા=મસ્તક માંહેનો મધ્ય ભાગ.
મૂલબંધ=પ્રાણાયામ કરતી વખત યોગની ક્રિયા વિશેષ.
મૂલાધાર ચક્ર=યોગના ગ્રંથોમાં વર્ણવેલું સુષુમ્ણામાં રહેલું પ્રથમ ચક્ર.
મેરૂદંડ=બરડાની કરોડ.
મોક્ષાર્થી=કાર્ય સહિત અજ્ઞાનરૂપ અનર્થની નિવૃત્તિપૂર્વક પરમાનંદની નિત્ય પ્રાપ્તિની ઇચ્છાવાળો.

## य

યક્ષ=એક પ્રકારની ઉપદેવની કોટી.
યૂપ=થાંભલો.
યોગ=જોડાવું.
યોગક્ષેમ=અપ્રાપ્તની પ્રાપ્તિ તે **યોગ**, અને પ્રાપ્તની રક્ષા તે **ક્ષેમ**.
યોનિ=ખાણુ.

## र

રવ=અવાજ અથવા ધ્વનિ.
રહસ્ય=તાત્પર્ય.
રાજયોગ=મનના નિગ્રહની પ્રક્રિયા.
ઋચા=છંદબદ્ધ મંત્ર.

## ल

લક્ષ્યાર્થ=શબ્દ અને અર્થનો પરંપરા સબંધ.

| | |
|---|---|
| લિંગ=સૂક્ષ્મ શરીર.<br>લિંગદેહ= ,, | જે અપંચીકૃત પંચ મહાભૂતનાં સત્તર તત્વોનું બનેલું છે તે સ્થુલ શરીરમાં યાવકરૂપે રહેલું દેહ. |

## व

વાચા=વાણી.

વાચ્ય=બોલવા યોગ્ય.

વિગ્રહ=વિરોધ.

વિદ્યાધર=એક પ્રકારની ઉપદેવની કોટી.

વિભૂતિ=વિસ્તાર. એક જાતનું ઐશ્વર્ય.

વિરામશે=શાન્ત પડશે.

વિલસી=રેલાઇ.

વિવરણ=વિવેચન.

વિવેક=સત્યાસત્યનું જ્ઞાન.

વિશ્વ=જાગૃત અવસ્થાનો અભિમાની જીવ-જગત્

વિશ્વાનાડી=સમગ્ર શરીરમાં વ્યાપિ રહેલી નાડીઓ.

વેદગર્ભ=પ્રણવ.

વૈખરી=સ્વર વ્યંજન તથા સ્થાન પ્રયત્ન સ્પષ્ટ ઉચ્ચાર રૂપે પરિણામ પામનારી વાણી.

વૈદિક=વેદોક્ત.

વૈદ્યુત=વીજળી જેવું.

વૈરાગ્ય=રાગ રહિતપણું.

વ્યક્ત=દેખાય તેવું.

વાચિક=વચન સંબંધી કર્મ.

વ્યાન=સર્વાંગમાં રહેલો વાયુ.

વ્યાપક=જેનો દેશથી અંત ન હોય તે.

વ્યાહૃતિ=**भूर्भुवः स्वः** વિગેરે. ભૂમ્યાદિ ઉર્ધ્વના સપ્ત લોક.

વ્યુહ=૧ રચના. ૨ સમુહ.

## स

સત્=ત્રિકાલાબાધ્ય.

સત્તા=સામર્થ્ય.

સત્વ=સાર. ૨ એક પ્રકારનો ગુણ.

સમન્વય=સરખામણીથી એકતા કરવી તે.

સમાન=નાભિસ્થાનમાં રહેનારો વાયુ.

સંજ્ઞા=નામ.

સંધિ=જોડાવું.

સંન્યાસિ=ત્યાગીનો અમુક વર્ગ.
સંસ્કાર=સૂક્ષ્મ છાપ-વાસના.
સાપેક્ષ=ઇચ્છાવાળું.
સાક્ષી=ઉદાસીન-સમિપવર્તીને ચેતન હોય તે.
સામ=સામવેદના ગીતિયુક્ત મંત્ર.
સાંકેતિક=સંકેતવાળું.
સુષુપ્તિ=સુખરૂપા, અવિદ્યા ગોચર વૃત્તિ-ગાઢ નિદ્રા.
સુષુમ્ણા=ઇડા ને પિંગલાની મધ્યસ્થિતા નાડી.
સેતુ=પાળ-પાજ.
સ્થુલદેહ=પંચીકૃત પંચ મહાભૂતના પચ્ચીસ તત્વોનો સ્થૂલ શરીરનો સંઘાત.
સ્થુલોપાધિ=સ્થુળ દેહરૂપી ઉપાધિ.
સ્વપ્નાવસ્થા=ઇંદ્રિયજન્ય જ્ઞાનના સંસ્કારોનો આધાર કાળ.
સ્વયંપ્રકાશ=અન્ય પ્રકાશની અપેક્ષાથી રહિત ને અન્ય પદાર્થનો પ્રકાશક.
સ્વરિત=એ નામનો સ્વર.

## શ

શક્ય=શકિતનો વિષય.
શબ્દ બ્રહ્મ=સગુણ બ્રહ્મ. વેદ. બ્રાહ્મણ.
શાન્ત=જે અવસ્થામાં બ્રહ્મ વિચાર ઉપજે તે.
શુકલ=ધોળું.
શેષ=બાકી.
શ્રોત્રિય=શ્રુતિ જાણનાર.

## હ

હંસ=૧ એક જાતનું પક્ષી. ૨ જીવકળા.
હિતાનાડી=કંઠ દેશમાં રહેલી નાડીઓ.
હત્પદ્મ=હૃદય કમળ.
હૃદયાકાશ=હૃદયમાં રહેલું પોલાણ.
હોતા=મંત્રે કરી આવાહન કરી હોમ કરનાર.
હ્રસ્વ=મંદ-એક માત્રા.

## ઇતિ.

॥ ॐ ॥

# પ્રણવ-રહસ્ય પુસ્તકમાં જે જે પુસ્તકોના આધાર લેવામાં આવ્યા છે તેની નામાવલી.



૧ કઠવલ્લી ઉપનિષદ.
૨ છાંદોગ્ય ઉપનિષદ.
૩ નાદબિંદુ ઉપનિષદ.
૪ હંસ ઉપનિષદ.
૫ પ્રશ્નોપનિષદ.
૬ યોગ તત્વોપનિષદ.
૭ માંડુકય ઉપનિષદ.
૮ અથર્વ શિખોપનિષદ.
૯ તૈત્તિરીયોપનિષદ.
૧૦ અક્ષર નિઘંટુ.
૧૧ શબ્દ ચિંતામણી.
૧૨ મનુસ્મૃતિ.
૧૩ રામગીતા.
૧૪ વેદાન્ત પદાર્થ મંજુષા.
૧૫ સૂક્તિસત્વ.
૧૬ વિચાર ચંદ્રોદય.
૧૭ યોગ કૌસ્તુભ.
૧૮ ૧૦૮ ઉપનિષદોનું ગુજરાતી ભાષાંતર.
૧૯ શ્રીમદ્ ભગવદ્ ગીતા.
૨૦ ઉપદેશ ગ્રંથાવલીનો ૧૫ મો અંક.



# પ્રણવ-રહસ્યનું પુસ્તક મુદ્રાંકિત કરાવતાં પ્રથમથી આશ્રય આપનાર ઉદાર ચિત્ત પુરૂષોની નામાવલિ.

| પ્રતની સંખ્યા. | નામ. | |
|---|---|---|
| ૨૫ | શ્રીયુત મહાશય સુજ્ઞ શ્રી૫ અમરજી આણંદજી કચ્છીજી જુનાગઢના રાજ્યના ખાનગી કાર્યભારી સા૦ | જુનાગઢ. |
| ૨૫ | સાક્ષરોત્તમ શ્રીયુત શેઠ શ્રી૫ વનેચંદ પોપટભાઇ મોરબીના નગર શેઠ. | મોરબી, |
| ૨૫ | પરમ મિત્ર શ્રીયુત સાક્ષર શ્રી બાલુભાઇ ત્રિભુવનદાસ દેશાઇ. બી૦ એ૦ એલ એલ૦ બી૦ | મુંબાઇ. |
| ૫ | શ્રીયુત રા૦ રા૦ ભલાશંકર સુભરાય ભટ્ટ. | મદ્રાસ. |
| ૨ | રા૦ રા૦ પ્રાણશંકર નરોત્તમ વકીલ. | અમદાવાદ. |
| ૧ | સાક્ષર શ્રી ગણપતરાંમ અનુપરાંમ. | સુરત. |
| ૧ | ઠાકોર શ્રી દૌલતસીંહજી અદાભાઇ. | બીલખા. |
| ૧ | રા. રા. જશવંતરાય મોતીલાલ શેલત. | ગોંડળ. |
| ૧ | રા. રા. છગનલાલ ઘેલાભાઇ- | જેતલસર. |
| ૧ | ,, ,, હરીપ્રસાદ બાપાલાલ. | મદ્રાસ. |
| ૧ | ,, ,, રામશંકર મયાશંકર. | જુનાગઢ. |
| ૧ | ,, ,, દેવજી જીવરાજ ઠક્કર. | થાણા પીપળી. |
| ૧ | મી૦ ઇસ્માલ રેહમત. | ગીર. |
| ૧ | મી૦ નાથાલાલ લીલાધર. | સાસાણ. |
| ૧ | રા. રા. ઠાકરશી શંકરદાસ. | સાસાણ. |
| ૧ | ,, ,, સામશંકર આણંદજી. | વંથલી. |
| ૧ | ,, ,, ઠક્કર લાલજી બાવા. | વડાલ. |
| ૧ | ,, ,, બ્યાસ શીવશંકર દયાલજી. | અકાલા. |
| ૧ | શ્રીયુત રા. રા. ગોવીંદજી ડાહ્યાભાઇ એસકવાયર. | પોરબંદર. |
| ૧ | ,, ,, ,, વૈદ્ય પ્રેમજી જાફરભાઇ. | મુંબાઇ. |
| ૧ | ,, ,, ,, મેતા વાલજી અમીદાસ. | જાફરાબાદ. |
| ૧ | ,, ,, ,, માણેકલાલ નાનજી. | કુતીઆણા |
| ૧ | ,, ,, ,, પડીયાળી ભવાંન કાલીદાસ. | મુંબાઇ. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ,, | ,, | ,, | મગનલાલ નારણદાસ. | સનવાવ, |
| ૧ | ,, | ,, | ,, | શેઠ નરશી દેવકરણ | કરાંચી. |
| ૧ | ,, | ,, | ,, | આદિત્યપ્રભુ કાનજી | જુનાગઢ. |
| ૧ | ,, | ,, | ,, | ખેરાજ આણંદજી. | ,, |
| ૧ | ,, | ,, | ,, | પ્રાણજીવન પ્રભુજી. | બેરાઈ. |
| ૧ | ,, | ,, | ,, | વકીલ લાલસીંહજી વીરસીંહજી | બાટવા |
| ૧ | ,, | ,, | ,, | નારણજીભાઇ નંદલાલ. | ખંભાત. |

૧૦૭

# પ્રસિદ્ધ પત્રિકા.

## વૈરાગ્ય.

પ્રભુના ઉપાસનથી થતી નિર્વેદ પ્રાપ્તિનો અપૂર્વ લેખ નિબંધ રૂપે છપાવવામાં આવ્યો છે. જેમાં તેનું સામાન્ય સ્વરૂપ કહેવા સાથે, દેહત્વ અને તેમાં મનાયલું અહંમમત્વ, તથા વિવિધ એષણાને પંચ વિષયના દોષનું વર્ણન કરવામાં આવ્યું છે. એટલુંજ નહિ પણ એ વિષયને દ્રષ્ટાન્ત સિદ્ધાન્તથી એવો અસરકારક કર્યો છે કે વિચારનારને આ સંસાર ઉપર અભાવ આવ્યા વિના રહેજ નહીં. માટે જેને ગ્રાહક થવા ઇચ્છા હોય તેમણે આ "પ્રભુત-રહસ્ય" પુસ્તકના કર્તા પાસેથી મંગાવી લેવા કૃપા કરવી. કીમત આના ચાર. પોસ્ટેજ વિશેષ.

કર્તા.

મણીલાલ શિવશંકર શેલત.

જુનાગઢ-કાઠીયાવાડ.